શ્રી વીતરાગાય નમઃ

By- Ravat Bhai Desai

શ્રી

# ચૈત્યવંદન-ચોવીશી.

–ચૈત્યવંદન ચોવીશી–

પ્રકાશક :–
રાવજીભાઈ છગનભાઈ દેસાઈ,
શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ;
સ્ટેશન, અગાસ; વાયા આણંદ.

આવૃત્તિ પાંચમી–પ્રત ૧૦૦૦
વિક્રમ સંવત ૨૦૨૫ સને ૧૯૬૯

મુદ્રક :– જયંતિ દલાલ, મયૂર પ્રિન્ટરી, રાયપુર ચકલા,
મુનશીનો ખાંચો, અમદાવાદ.

# આમુખ.



ૐ

શ્રી સ્યાદ્વાદરત્ન વિભૂષિત વીતરાગ માર્ગે ગમનાભિલાષીને જ્ઞાન
અને ભક્તિ કે ક્રિયા એ મુખ્ય ઉપાસનાનાં અંગ છે. વસ્તુતઃ જ્ઞાન
અને ભક્તિ કે ક્રિયામાં ભેદ નથી, માત્ર સાધન અપેક્ષાએ એ ભેદ
દર્શાવાય છે. સાધ્ય એક આત્મસ્વરૂપ છે. તેનાં સાધન પણ એક
જાતિનાં હોય પણ તે સાધનના વ્યવહારે ભેદ પાડી જ્ઞાન, ભક્તિ
ક્રિયા આદિ નામો અપાય છે. વસ્તુતઃ તે સર્વે આત્મિક ગુણો છે.
જ્ઞાન આત્મજ્ઞાન થયે સમ્યક્‌પણાને ભજે છે. ભક્તિ અને ક્રિયા પણ
તેમજ આત્મજ્ઞાન સહ સમ્યક્‌પણાને પામે છે છતાં સમ્યક્‌ત્વના સાધનભૂત
ભૂત તે જ્ઞાન, ભક્તિ કે ક્રિયા છે કહ્યું છે કે—

"વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન;
તેમજ આતમજ્ઞાનની પ્રાપ્તિ તણાં નિદાન."

—શ્રીમદ્ રાજચંદ્ર

જ્ઞાની પુરુષોનાં વચનામૃતોનું વારંવાર વાચન, નિદિધ્યાસન
અને તેને અંતરમાં વણી લેવાં, તદ્રૂપ યથાર્થ સમજણ કરવી અને
તે પ્રમાણે પરિણામની પરિણતિ થવી એ જ્ઞાન, ભક્તિ કે ક્રિયા છે.
સત્પુરુષોના પ્રત્યક્ષપણામાં તેમનો પ્રાપ્ત થતો બોધ એ જ્ઞાન, ભક્તિ
અને ક્રિયાનો હેતુ છે પણ તેમના પરોક્ષપણામાં તેમનાં વચનામૃતોના
સંગ્રહરૂપ શાસ્ત્રોએ જીવને કાર્યકારી અને હિતકારી નિમિત્ત થાય
છે કહ્યું છે કેઃ—

"આત્માદિ અસ્તિત્વનાં, જેહ નિરૂપક શાસ્ત્ર,
પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગ નહિ, ત્યાં આધાર સુપાત્ર"

—શ્રીમદ્ રાજચંદ્ર

આવાં અધ્યાત્મ અને વૈરાગ્ય પ્રેરક શાસ્ત્રોના પ્રાણભૂત પ્રણેતા
સત્પુરુષોના ગુણાનુવાદ પણ જીવનું કલ્યાણ કરે છે. કહ્યું છે કેઃ—

"તેની નિષ્કારણ કરૂણાને નિત્ય પ્રત્યે નિરંતર સ્તવવામાં પણ આત્મસ્વભાવ પ્રગટે છે એવા સર્વ સત્પુરુષો તેનાં ચરણારવિંદ સદાય હૃદયને વિષે સ્થાપન રહો." શ્રીમદ્ રાજચંદ્ર.

ગુણોત્પત્તિના સ્થાનરૂપ મહાપુરુષોના ગુણાનુવાદના પદ્યોનો આ લઘુ સંગ્રહ–ચૈત્યવંદન–ચોવીશીના અભિધાન નીચે સમર્પતાં આનંદ થાય છે.

ચિત્રકાર પ્રતીકને દ્રષ્ટિસમક્ષ રાખી તદ્રૂપ ચિત્ર દોરે છે તેમ આ સ્તવનો રૂપપ્રતીક મુમુક્ષુરૂપચિત્રકારને તદ્રૂપ સ્વરૂપ પોતાના અંતર પટ પર પ્રકાશિત કરવામા નિમિત્તભૂત થાય એ અભિલાષા છે. કર્માધીનપણાને લઈને સંકલ્પ વિકલ્પને ભજતી ચંચળ ચિત્ત વૃત્તિને, બાહ્ય સાંસારિક વિચારો અને વર્તનથી પરાઙમુખ કરી, નિજ શુદ્ધ સ્વરૂપ પ્રત્યે પ્રેરવામાં અને પરિણામે શુદ્ધ સ્વરૂપમાં સ્થિર કરવામાં આ મહાપુરુષોના ગુણાનુવાદરૂપ સ્તવનોનો વારંવાર ઉચ્ચાર, વચન અને વિચાર એ ઉપયોગી સાધન છે.

સર્વમાન્ય, આત્મજ્ઞ એવા શ્રી આનંદઘનજી, શ્રી દેવચંદ્રજી અને શ્રી યશોવિજયજી આદિ મહાત્માઓના ભક્તિભાવના ઉલ્લાસના ફળરૂપ પ્રાપ્ત થતાં સ્તવનો, ચૈત્યવંદનો, સ્તુતિઓ આદિનો આમાં સમાવેશ કર્યો છે જેની પૂર્ણ વિગત અનુક્રમણિકામાં આપી છે. શરૂઆતના અભ્યાસીની સુગમતા અર્થે ચૈત્યવંદન સૂત્રો તથા વિધિ પણ આપી છે.

સર્વે મુમુક્ષુ અને વાચક વર્ગ આ પુસ્તકનો સદુપયોગ કરશે, આશાતનાથી બચાવશે અને કોઈ ત્રુટી હોય તો જણાવશે એ આશા છે.

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ,
અગાસ.
સંવત ૨૦૦૩ માર્ગશીર્ષ સુદ ૧૫.
તા ૮–૧૨–૪૬

લિ. અધ્યાત્મપ્રેમી,
બ્ર૦ ગોવર્ધનદાસ.

# અનુક્રમણિકા

સ્તવનો :—

શ્રી આનંદઘનજી, શ્રી દેવચંદ્રજી, શ્રી યશોવિજયજી,

શ્રી મોહનવિજયજી કૃત :—

★

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૪ | ૩ | ઈન્દ્રમહિતાઃ | ઇન્દ્રમહિતાઃ |
| ૪ | ૧૫ | પાપનાશનમ | પાપનાશનમ્ |
| ૬ | ૧૫ | ખમામણો | ખમાસમણો |
| ૭ | ૧૨ | પાયચ્છિત્તકરણેણું | પાયચ્છિત્તકરણેણં |
| ૧૨ | ૧૦ | સર્ંકલ્યાણકારણં | સર્વકલ્યાણકારણં |
| ૧૩ | ૧૦ | ઇરિયાહિયાએ | ઇરિયાવહિયાએ |
| ૨૫ | ૧૦ | છઠ્ઠુથી | છઠ્ઠેથી |
| ૨૭ | ૧૨ | સુહંકરુ | સુહંકરુ |
| ૨૮ | ૧૦ | ચાવય | ચવિયા |
| ૩૪ | ૧૮ | મિર્મંમ | નિર્મંમ |
| ૩૬ | ૧૯ | પરમાનદ | પરમાનંદ |
| ૪૨ | ૧૨ | મીઠં | મીઠું |
| ૪૮ | ૯ | પૂરણુ | પૂરણ |
| ૬૪ | ૨૨ | આષધિ | ઔષધિ |
| ૬૭ | ૧૬ | અનયાયી | અનુયાયી |
| ૬૮ | ૧૫ | ઉર્ધ્વમૂળ | ઉર્ધ્વમૂળ |
| ૭૬ | ૪ | તુમરા | તુમારા |
| ૮૨ | ૧ | પુદ્ગલ | પુદ્ગલ |
| ૮૨ | ૧૦ | સ્વયમેવા | સ્વયમેવ |

૯

| | | |
|---|---|---|
| ૨૦ | મે | મં |
| ૯ | ચૂકે | ચૂક |
| ૧૦ | અનં | અનંદ |
| ૨૧ | તારા | તોરા |
| ૪ | ભવભવ | ભવભય |
| ૩ | સફળ | સકળ |
| ૧૧ | ધ્રવ | ધ્રુવ |
| ૧૯ | જ્ઞાયક | જ્ઞાયક જ્ઞાન |
| ૨૪ | ફટેરે | ઘટેરે |
| ૨૩ | દુ | દું |
| ૮ | આરોપાતી | આરોપતી |
| ૨ | પહોચે | પહોચે |
| ૧૩ | ગરુઆ | ગિરુઆ |
| ૨૦ | કરુ | કરું છું |
| ૪ | સફળ | સકળ |
| ૧૪ | જો હોજો | હોજો |
| ૫ | ભવસાર | ભવસાગર |
| ૧૭ | તસી | તેસી |
| ૨ | આનદ | આનંદ |
| ૧૩ | આષધ | ઔષધ |
| ૨૦ | કવણુઅ ભ્યાસ | કવણુ અભ્યાસ |

# નિવેદન

નિત્ય ઉપયોગી ચૈત્યવંદન ચોવીશીની આ નવીન આવૃત્તિ મુમુક્ષુ બંધુઓના કરકમલમાં મૂકતાં આનંદ થાય છે.

'નિત્યક્રમ'ની અંદર બધાં જ સ્તવનોનો સમાવેશ થઈ જતો હોવાથી, અને તેમાં તે બધાં છપાંઈ ગયાં હોવાથી, આની નવી આવૃત્તિ પ્રકાશન થવાનો સંભવ નહોતો; છતાં ભક્તિરંગી મુમુક્ષુભાઇ શ્રી વસ્તીમલજીની ભાવના આ ગ્રંથની નવી આવૃત્તિ પ્રકાશન પામે તો સારું એમ હોવાથી તેમણે આ પ્રકાશનમાં રૂા. ૫૦૧) આહોરનાશ્રી કુલચંદજી છોગાલાલજી બંદાના આત્માર્થે, તથા રૂા. ૫૦૧) સદ્‌ગત શ્રી દેવસીભાઈ રણછોડભાઈ કોઠારીના આત્માર્થે આપી તેમનો ભક્તિભાવના પ્રત્યેનો પ્રેમ પ્રદર્શિત કર્યો છે તે પ્રશંસનીય છે.

મુમુક્ષુઓને આત્માર્થ સાધનામાં નિત્ય ઉપયોગી આ ગ્રંથનો વિનય અને વિવેકપૂર્વક સદુપયોગ આત્મશ્રેય સાધવામાં પ્રબળ ઉપકારક બનો એજ અભ્યર્થના.

શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ,<br>સ્ટેશન આગાસ, પોસ્ટ બોરીઆ,<br>વાયા આણંદ, તા. ૧૯-૪-૬૯<br>અક્ષય તૃતીયા, સં. ૨૦૨૫

સત્ સેવક<br>રાવજીભાઈ છ. દેસાઈ



# ચૈત્યવંદન–ચોવીશી

ૐ

અહો સત્પુરુષના વચનામૃત, મુદ્રા અને સત્સમાગમ!
સુષુપ્ત ચેતનને જાગૃત કરનાર,
પડતી વૃત્તિને સ્થિર રાખનાર,
દર્શન માત્રથી પણ નિર્દોષ
અપૂર્વ સ્વભાવને પ્રેરક,
સ્વરૂપ પ્રતીતિ, અપ્રમત્ત સંયમ,
અને
પૂર્ણવીતરાગ નિર્વિકલ્પ સ્વભાવના
કારણભૂત,
છેલ્લે
અયોગી સ્વભાવ પ્રગટ કરી
અનંત અવ્યાબાધ સ્વરૂપમાં
સ્થિતિ કરાવનાર!
ત્રિકાળ જયવંત વર્તો!
ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ
'શ્રીમદ્ રાજચંદ્ર.'

## મંગળાચરણ.

હરિગીત છંદ

અહો શ્રી 'સત્ પુરુષકે વચનામૃતમ્' જગહિતકરમ્,
"મુદ્રા" અરુ "સતસમાગમ" સુતિ ચેતના જાગૃતકરમ્;
ગિરતી વૃત્તિ સ્થિર રખે દર્શન માત્રસેં નિર્દોષ હૈ;
અપૂર્વ સ્વભાવ કે પ્રેરક, સકલ સદ્ગુણુ કોષ હૈ ૧

સ્વસ્વરૂપકી પ્રતીતિ અપ્રમત્ત સંયમ ધારણમ્,
પૂરણપણે વીતરાગ નિર્વિકલ્પતાકે કારણમ્;
અંતે અયોગિ સ્વભાવ જો તાકે પ્રગટ કરતાર હૈ,
અનંત અવ્યાબાધ સ્વરૂપમેં સ્થિતિ કરાવનહાર હૈ. ૨

'સહજાત્મ' 'સહજાનંદ' 'આનંદઘન' નામ અપાર હૈ,
સતદેવ ધર્મ સ્વરૂપ દર્શક સુગુરુ પારાવાર હૈ;
ગુરુભક્તિસેં લહો તીર્થંપતિપદ શાસ્ત્રમેં વિસ્તાર હૈ,
ત્રિકાલ જયવંત વર્તો શ્રી ગુરુરાજને નમસ્કાર હૈ ૩

એમ પ્રણમી શ્રી ગુરુરાજ કે પદ આપ પરહિત કારણમ્,
જયવંત શ્રી જિનરાજ વાણી કરું તાસ ઉચ્ચારણમ્;
ભવભીત ભવિક જે ભણે ભાવે સુણે સમજે સદ્દહે,
શ્રી રત્ન-ત્રયની ઐક્યતા લહી, સહી સો નિજ પદ લહે. ૪

---

## જિનેશ્વરની વાણી.

કવિત.

અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નયનિક્ષેપે વ્યાખ્યાની છે;

સકળ જગત હિતકારિણી, હારિણી મોહ,
તારિણી ભવાબ્ધિ, મોક્ષચારિણી પ્રમાણી છે.
ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ મપાઈ મેં માની છે;
અહો! રાજચંદ્ર બાળ ખ્યાલ નથી પામતા એ,
જિનેશ્વર તણી વાણી, જાણી તેણે જાણી છે.

---

## પ્રાતઃકાળનું મંગલાચરણ.

મહાદેવ્યાઃ કુક્ષિરત્નં, શબ્દજિતવરાત્મજમ્;
રાજચંદ્રમહં વંદે, તત્ત્વલોચનદાયકમ્. ૧
જયગુરુદેવ! સહજાત્મસ્વરૂપ, પરમગુરુ, શુદ્ધચૈતન્યસ્વામી;
ૐકારં બિંદુસંયુક્તં, નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ
કામદં મોક્ષદં ચૈવ, ૐકારાય નમો નમઃ ૨
મંગલમય મંગલ કરણ, વીતરાગ વિજ્ઞાન;
નમો તાહિ જાતે ભયે, અરિહંતાદિ મહાન. ૩
વિશ્વભાવ વ્યાપિ તદપિ, એક વિમલ ચિદ્રૂપ;
જ્ઞાનાનંદ મહેશ્વરા, જયવંતા જિનભૂપ ૪
મહત્તત્ત્વ મહનીયમહઃ, મહાધામ ગુણધામ;
ચિદાનંદ પરમાત્મા, વંદો રમતા રામ ૫
તીન ભુવન ચૂડારતન, સમ શ્રી જિનકે પાય,
નમત પાઈએ આપ પદ, સબ વિધિ બંધ નશાય. ૬
નમું ભક્તિ ભાવે, ઋષભ જિન શાંતિ અઘ હરો,
તથા નેમિ પાર્શ્વ, પ્રભુ મમ સદા મંગલ કરો;

મહાવીરસ્વામી ભુવનપતિ કાપો કુમતિને,
જિના શેપા જે તે સકલ મુજ આપો સુમતિને. ૮

અર્હંતો ભગવંત ઈન્દ્રમહિતાઃ સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતા,
આચાર્યા જિનશાસનોન્નતિકરાઃ પૂજ્યા ઉપાધ્યાયકાઃ
શ્રીસિદ્ધાન્તસુપાઠકા મુનિવરાઃ રત્નત્રયારાધકાઃ
પંચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં કુર્વંતુ વો મંગલમ્ ૮

ભક્તામરપ્રણતમૌલિમણિપ્રભાણા—
મુદ્યોતકં દલિતપાપતમોવિતાનમ્
સમ્યક્પ્રણમ્ય જિનપાદયુગં યુગાદા–
વાલંબનં ભવજલે પતતાં જનાનામ્ ૯

યઃ સંસ્તુતઃ સકલવાઙ્મયતત્ત્વબોધા–
દુદ્ભૂતબુદ્ધિપટુભિઃ સુરલોકનાથૈઃ
સ્તોત્રૈર્જગત્રિતયચિત્તહરૈરુદારૈઃ
સ્તોષ્યે કિલાહમપિ તં પ્રથમં જિનેન્દ્રમ્ ૧

દર્શનં દેવદેવસ્ય, દર્શનં પાપનાશનમ
દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષસાધનમ્. ૧

દર્શનાદ્દુરિતધ્વંસિ, વંદનાદ્વાંચ્છિતપ્રદઃ
પૂજનાત્ પૂરકઃ શ્રીણાં, જિનઃ સાક્ષાત્ સુરદ્રુમઃ ૧

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિધિ;
પ્રભુ દર્શનથી પામીએ સકલ મનોરથ સિદ્ધિ. ૧

જીવડા જિનવર પૂજીએ, પૂજાનાં ફળ હોય;
રાજ નમે પ્રજા નમે આણ ન લોપે કોય. ૧

કુંભે બાંધ્યું જળ રહે, જળ વિણુ કુંભ ન હોય;
(ત્યમ) જ્ઞાને બાંધ્યું મન રહે, (સદ્‌) ગુરુ વિણુ જ્ઞાન ન હોય. ૧૫
ગુરુ દીવો ગુરુ દેવતા, ગુરુ વિણુ ઘોર અંધાર;
જે ગુરુ વાણી વેગળા, રડવડીઆ સંસાર. ૧૬
તનકર મનકર વચનકર, દેત ન કાહુ દુઃખ;
કર્મ રોગ પાતિક ઝરે, નિરખત સદ્‌ગુરુ મુખ. ૧૭
દરખનસેં ફળ ગીર પડયા, બુઝી ન મનકી પ્યાસ;
ગુરુ મેલી ગોવિંદ ભજે, મિટે ન ગર્ભાવાસ. ૧૮
ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળ જ્ઞાન. ૧૯
ત્વં માતા ત્વં પિતા ચૈવ, ત્વં ગુરુસ્ત્વં બાંધવઃ
ત્વમેકઃ શરણું સ્વામિન્ જીવિતં જીવિતેશ્વરઃ ૨૦
ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ ત્વમેવ ભ્રાતા ચ સખા ત્વમેવ;
ત્વમેવ વિદ્યા દ્રવિણું ત્વમેવ, ત્વમેવ સર્વં મમ દેવદેવ ૨૧
યત્સ્વર્ગાવતરોત્સવે યદભવજ્જન્માભિષેકોત્સવે;
યદ્દીક્ષાગ્રહણોત્સવે યદખિલજ્ઞાનપ્રકાશોત્સવે,
યન્નિર્વાણગમોત્સવે જિનપતેઃ પૂજાદ્‌ભુતં તદ્‌ભવૈ;
સંગીતસ્તુતિમંગલૈ પ્રસરતા મે સુપ્રભાતોત્સવઃ ૨૨
જિને ભક્તિર્જિને ભક્તિર્જિને ભક્તિર્દિનેદિને;
સદા મેઽસ્તુ સદા મેઽસ્તુ સદા મેઽસ્તુ ભવે ભવે ૨૩
નહિ ત્રાતા નહિ ત્રાતા, નહિ ત્રાતા જગત્ત્રયે,
વીતરાગાત્ પરો દેવો ન ભૂતો ન ભવિષ્યતિ ૨૪
નમસ્કારસમો મંત્રઃ શત્રુંજયસમો ગિરિઃ,
વીતરાગસમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ ૨૫

# ચૈત્યવંદન સૂત્રો.

## શ્રી નવકાર મંત્ર.

નમો અરિહંતાણં ૧
નમો સિદ્ધાણં ૨
નમો આયરિઆણં ૩
નમો ઉવજ્ઝાયાણં ૪
નમો લોએ સવ્વસાહૂણં ૫
એસો પંચ નમુક્કારો ૬
સવ્વ પાવપ્પણાસણો ૭
મંગલાણં ચ સવ્વેસિં ૮
પઢમં હવઇ મંગલં ૯

## શ્રી પ્રણિપાત અર્થાત્ ખમાસમણ.

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિ-આએ મથ્થએણ વંદામિ ॥

## સુગુરુને શાતાસુખ પૃચ્છા,

ઇચ્છકાર ભગવન્ ! સુહરાઇ, સુહદેવસી, સુખતપ, શરીર નિરાબાધ, સુખ સંજમ, જાત્રા નિર્વહોછોજી, સ્વામી શાતા છેજી, ભાતપાણીનો લાભ દેજોજી.

## ઇરિયાવહિયં

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ઇરિયાવહિયં પડિક્કમામિ ॥ ઇચ્છં ॥ ઇચ્છામિ પડિક્કમિઉં ૧

ઇરિયાવહિયાએ વિરાહણાએ ૨

ગમણાગમણે ૩

પાણક્કમણે, બીયક્કમણે, હરિયક્કમણે,

ઓસાઉત્તિંગપણગદગમટ્ટીમક્કડાસંતાણાસંકમણે ૪

જે મે જીવા વિરાહિયા ૫

એગિંદિયા, બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિંદિયા, પંચિંદિયા ૬

અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઇયા, સંઘટ્ટિયા પરિયાવિયા

કિલામિયા, ઉદ્દવિયા, ઠાણાઓ ઠાણં સંકામિયા, જીવિયાઓ

વવરોવિયા, તસ્સ મિચ્છામિ દુક્કડં.

---

## તસ્સ ઉત્તરી.

તસ્સ ઉત્તરીકરણેણં, પાયચ્છિત્તકરણેણં,

વિસોહીકરણેણં, વિસલ્લીકરણેણં,

પાવાણં કમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ.

ઠામિ કાઉસ્સગ્ગં. ૧

---

## અન્નથ્થ ઉસસિએણં.

અન્નથ્થ ઉસસિએણં નિસસિએણં ખાસિએણં,

છીએણં જંભાઇએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં

ભમલિએ, પીત્તમુચ્છાએ. ૧

સુહુમેહિં અંગસંચાલેહિં સુહુમેહિં, ખેલસંચાલેહિં,

સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં ૨

એવમાઇએહિં આગારેહિં. અભગ્ગો, અવિરાહિઓ,
હુજ્જ મે કાઉસ્સગ્ગો। ૩

જાવ અરિહંતાણં, ભગવંતાણં, નમુક્કારેણં
ન પારેમિ ૪

તાવ કાયં, ઠાણેણં, મોણેણં, ઝાણેણં અપ્પાણં
વોસિરામિ. ૫

---

## લોગસ્સ.

લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મતિત્થયરે જિણે;
અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી. ૧
ઉસભમજિઅં ચ વંદે સંભવમભિણંદણં ચ સુમઇં ચ;
પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે. ૨
સુવિહિં ચ પુપ્ફદંતં, સીઅલસિજ્જંસવાસુપુજ્જં ચ;
વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ. ૩
કુંથું અરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ;
વંદામિ રિઠ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ. ૪
એવં મએ અભિથુઆ, વિહુયરયમલા પહીણજરમરણા;
ચઉવીસંપિ જિણવરા, તિત્થયરા મે પસીયંતુ. ૫
કિત્તિય વંદિય મહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા;
આરુગ્ગબોહિલાભં, સમાહિવરમુત્તમં દિંતુ. ૬
ચંદેસુ નિમ્મલયરા આઇચ્ચેસુ અહિયં પયાસયરા;
સાગરવરગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ૭

---

## જગ ચિંતામણિ ચૈત્યવંદન.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરું ? ॥ ઇચ્છં ॥
જગચિંતામણિ, જગનાહ, જગગુરુ, જગરક્ખણ, જગ-
બંધવ, જગસત્થવાહ, જગભાવવિઅક્ખણ, અઠ્ઠાવય-
સંઠવિયરુવ, કમ્મઠ્ઠવિણાસણ, ચઉવીસંપિ જિણવરા જયંતુ
અપ્પડિહયસાસણ. ૧

કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં, પઢમસંઘયણિ, ઉક્કોસય સત્તરિસય,
જિણવરાણ વિહરંત લબ્ભઇ, નવકોડીહિં કેવલિણ, કોડી
સહસ્સનવ સાહુ ગમ્મઈ,
સંપઇ જિણવર વીસ મુણી, બીહુંકોડિહિ વરનાણિ
સમણહ કોડિસહસદુઅ, થુણિજિઅ નિચ્ચ વિહાણિ ૨

જયઉ સામીઅ, જયઉ સામીઅ, રિસહ સત્તુંજિ, ઉજ્જિંત
પહુ નેમિજિણ, જયઉ વીર સચ્ચઉરિમંડણ;
ભરુઅચ્છહિં મુણિસુવ્વય, મુહરિ પાસ દુહદુરિઅખંડણ;
અવર વિદેહિં તિત્થયરા, ચિહું દિસિ વિદિસિ જિંકેવિ;
તીઆણાગયસંપઈઅ, વંદુ જિણ સવ્વેવિ. ૩

સત્તાણવઇસહસ્સા, લક્ખા છપ્પન્ન અઠ્ઠકોડીઓ,
બત્તીસય બાસિઆઇં તિઅલોએ ચેઇએ વંદે ૪

પનરસ કોડીસયાઇ કોડી બાયાલ લક્ખ અડવન્ના,
છત્તીસ સહસ્સ અસિઈ, સાસયબિંબાઈ પણમામિ ૫

## જંકિંચિ.

જંકિંચિ નામ તિથ્થં, સગ્ગે પાયાલિ માણુસે લોએ,
જાઇ જિણબિંબાઇ, તાઇં સવ્વાઇં વંદામિ. ૧

---

## નમુથ્થુણં વા શક્રસ્તવ.

નમુથ્થુણં અરિહંતાણં ભગવંતાણં ૧
આઇગરાણં, તિથ્થયરાણં, સયંસંબુદ્ધાણં ૨
પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસવરપુંડરીઆણં
પુરિસવરગ ધહુથ્થીણં ૩
લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં
લોગપઇવાણં લોગપજ્જોઅગરાણં ૪
અભયદયાણં, ચખ્ખુદયાણં મગ્ગદયાણં,
સરણદયાણં, જીવદયાણં, બોહિદયાણં, ૫
ધમ્મદયાણં, ધમ્મદેસિયાણં, ધમ્મનાયગાણં,
ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં,
દીવો તાણં સરણ ગઇ પઇઠ્ઠા ૬
અપ્પડિહયવરનાણદંસણધરાણં, વિઅટ્ટછઉમાણં ૭
જિણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં
મુત્તાણં મોઅગાણં ૮
સવ્વન્નૂણં સવ્વદરિસિણં, સિવમયલમરૂઅ મણંતમખ્ખય
મવ્વાબાહમપુણરાવિત્તી સિદ્ધિગઇનામધેયં, ઠાણં સંપત્તાણં,
નમો જિણાણં, જિઅભયાણં ૯
જેઅ અઇઆ સિદ્ધા, જેઅ ભવિસંતિ અણાગએ કાલે ॥
સંપઇ અ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ. ૧૦

---

## જાવંતિ ચેઇઆઈ.

જાવંતિ ચેઇઆઇં, ઉડ્ઢે અ અહે અ તિરિયલોએ અ;
સવ્વાઈં તાઈં વંદે, ઇહ સંતો તત્થ સંતાઇં, ૧

## જાવંત કેવિસાહૂ.

જાવંત કેવિ સાહૂ, ભરહેરવય મહાવિદેહે અ;
સવ્વેસિં તેસિં પણઓ, તિવિહેણ તિદંડ વિરયાણં. ૧

## પરમેષ્ઠિ નમસ્કાર.

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ૧

## ઉપસર્ગહર સ્તવન.

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં
વિસહરવિસનિન્નાસં, મંગલકલ્લાણઆવાસં. ૧
વિસહરફુલિંગમંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ,
તસ્સ ગહરોગમારી, દુટ્ઠજરા જંતિ ઉવસામં. ૨
ચિટ્ઠઉ દૂરે મંતો તુજ પણામોવિ બહુફલો હોઇ;
નરતિરિએસુવિ જીવા, પાવંતિ ન દુઃખદોગચ્ચં. ૩
તુહ સમ્મત્તે લધ્ધે, ચિંતામણી કપ્પપાયવબ્ભહિએ;
પાવંતિ અવિગ્ઘેણં. જીવા-અયરામરં ઠાણં. ૪
ઇઅ સંથુઓ મહાયસ; ભત્તિબ્ભરનિબ્ભરેણ હિઅએણ;
તા દેવ દિજ્જ બોહિં, ભવે ભવે પાસજિણચંદ. ૫

## જયવીયરાય.

જય વીયરાય જગગુરુ, હોઉ મમ તુહ પભાવઓ ભયવં;
ભવનિવ્વેઓ મગ્ગા–ણુસારિઆ ઇટ્ઠફલસિદ્ધિ ૧
લોગવિરુદ્ધચ્ચાઓ, ગુરુજણપૂઆ પરત્થકરણં ચ;
સુહગુરુજોગો તવ્વયણસેવણા આભવમખંડા ૨
વારિજ્જઇ જઈવિ નિઆણબંધણં વીયરાય તુહ સમએ;
તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં ૩
દુખ્ખખ્ખઓ કમ્મખ્ખઓ સમાહિમરણં ચ બોહિલાભો અ;
સંપજ્જઓ મહ એઅં, તુહ નાહ પણામ કરણેણં ૪
સર્વમંગલમાંગલ્યં, સર્વકલ્યાણકારણં;
પ્રધાનં સર્વ ધર્માણાં, જૈન જયતિ શાસનં. ૫

---

## અરિહંત ચેઇઆણં.

અરિહંતચેઈઆણં, કરેમિ કાઉસ્સગ્ગં ૧
વંદણવત્તિઆએ, પૂઅણવત્તિઆએ, સક્કારવત્તિઆએ,
સમ્માણવત્તિઆએ, બોહિલાભવત્તિઆએ,
નિરુવસગ્ગવત્તિઆએ ૨
સદ્ધાએ, મેહાએ, ધીઈએ, ધારણાએ, અણુપ્પેહાએ,
વદ્ઢમાણીએ, ઠામિ કાઉસ્સગ્ગં ૩

---

## કલ્લાણકંદં સ્તુતિ.

કલ્લાણકંદં પઢમં જિણંદં, સંતિ તઓ નેમિજિણં મુણિંદં;
પાસં પયાસં સુગુણિક્કઠાણં, ભત્તિઈ વંદે સિરિવદ્ધમાણં, ૧

## સંસારદાવાની સ્તુતિ.

સંસારદાવાનલદાહનીરં, સંમોહધૂલીહરણે સમીરં,
માયારસાદારણસારસીરં, નમામિ વીરં ગિરિસારધીરં. ૧

---

## ચૈત્યવંદન વિધિ.

"ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મથ્થએણ વંદામિ" આ પ્રમાણે ખમાસમણ દરેક વખતે બોલી ત્રણ પંચાગ નમસ્કાર કરવા. પછી "ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ ઇરિયાવહિયં પડિક્કમામિ ઇચ્છં. ઇચ્છામિ પડિક્કમિઉં" એમ કહી "ઇરિયાહિયાએ" કહેવા પછી "તસ્સ ઉત્તરી," "અન્નથ્થ ઉસસિએણં" કહી એક "લોગસ્સ (ચાર નવકાર)" નો કાઉસગ્ગ કરવો, પછી પ્રગટ "લોગસ્સ" કહેવો. પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરું ? એમ આજ્ઞા માગીને "ઇચ્છં" એમ કહી બેસી ડાબો ઢીંચણ ઉભો રાખી જમણો ઢીંચણ નીચે રાખીને બેસવું અને "ચૈત્યવંદન" કહેવું પછી "જંકિંચિ" "જાવંતિ ચેઇઆઇ," "ખમાસમણ," "જાવંત કેવિસાહુ" કહી "નમોઽર્હત્" કહેવું. પછી સ્તવન કહેવું. ("ઉવસગ્ગહર" પણ સ્તવન છે) પછી "જયવીયરાય" કહેવા પછી ઉભા થઈ "અરિહંત ચેઇઆણં" "અન્નથ્થ ઉસસિએણં" કહી એક "નવકાર મંત્ર" કાઉસગ્ગ કરી "નમોઽર્હત્" કહી થોય (સ્તુતિ) કહેવી.

---

# ભક્તિના છંદો.

## [૧]

સહજાત્મસ્વરૂપ ટાળો ભવકૂપ, અખિલ અનુપમ બહુનામી;
પ્રભુ નિષ્કામી અંતરજામી, અવિચળ ધામી હે સ્વામી.
જય જય જિનેંદ્ર અખિલ અજેંદ્ર, જય જિનચંદ્ર હે દેવા;
હું શરણુ તમારે, આવ્યો દ્વારે, ચહજો વ્હારે કરું સેવા;
સુખ શાંતિદાતા, પ્રભુ પ્રખ્યાતા, દિલના દાતા હે સ્વામી;
સહજાત્મ ૧

જય મંગળકારી બહુ ઉપકારી, આશ તમારી દીલ ધરીએ;
અભયપદ ચહું છું, કરગરી કહું છું, શરણે રહું છું, સ્તુતિ કરીએ;
આ લક્ષ ચોરાસી, ખાણુ જ ખાસી, જઉં છું ત્રાસી હે સ્વામી;
સહજાત્મ૦ ૨

નવ જોશો કદાપિ, દોષો તથાપિ, કુમતિ કાપી હે ભ્રાતા;
મુક્તિપદ દાતા, પ્રમુખ મનાતા, સન્મતિ દાતા, હે ત્રાતા;
કૃતિઓ નવ જોશો અતિશય દોષો, સઘળા ખોશો હે સ્વામી;
સહજાત્મ૦ ૩

હું પામર પ્રાણીનું દુઃખ જાણી, અંતર આણીને તારો;
ઘર ધંધાઘાણી શિર લઇ તાણી, ભટક્યો ખાણી ભવ ખારો;
મને રસ્તે ચડાવો, કદી ન ડગાવો, ચિત્ત રખાવો દુઃખવામી;
સહજાત્મ૦ ૪

ઉત્તમ ગતિ આપો, સદ્ધર્મ સ્થાપો, કિલ્વિષ કાપો હાથગ્રહી;
પ્રકાશે પ્રતાપો, અખિલ અમાપો, ભવદુઃખ કાપો નાથ સહી;
અવનીમાં તમારો સૌથી સારો, જે શુભ ધારો સુખધામી;
સહજાત્મ૦

[ ૨ ]

જય જગત ત્રાતા, જગત ભ્રાતા, જન્મ હર જગદીશ્વરા;
સુખ સર્વ કારણ, ધર્મ ધારણ, ધીર વીર મહેશ્વરા;
અતિ કર્મ કંદન, ચિત્ત ચંદન, ચરણ કમળે ચિત્ત ધરું;
સહજાત્મરૂપી સેવ્ય ગુરુને વંદના વિધિએ કરું. ૧
આનંદસાગર-ચંદ્ર, નાગર-વૃંદ શ્રી સુખકંદ છો;
ભવ ફંદ હારક, છંદ ધારક. સર્વ સદ્ગુણ ચંદ્ર છો;
સુખકાર છો ભવપાર નહીં કંઇ સાર ચિત્તમાં હું ધરું;
સહજાત્મરૂપી સેવ્ય ગુરુને વદના વિધિએ કરું ૨
વિકરાળ આ કળિકાળ કેરી, ફાળથી ભય પામતો;
ગુરુ ચરણ કેરા શરણ આવ્યો, ચિત્તમા વિશ્રામતો;
ગુરુ પૂરણ પ્રેમી કર ધરે, શિર એમ આશા આચરું;
સહજાત્મરૂપી સેવ્ય ગુરુને વંદના વિધિએ કરું. ૩
કરી કોપ ચાર કષાય બાધે, બંધ આશા પાશનો;
અતિ માર મારે માર તેમાં, કામની અભિલાષનો;
છો નિર્વિકારી પાસ રાખો, ભક્તિ હું દિલમાં ધરુ;
સહજાત્મરૂપી સેવ્ય ગુરુને વંદના વિધિએ કરું. ૪
નિજ ધામ ચંચળ, વિત્ત ચંચળ, ચિત્ત ચંચળ, સર્વથી;
હિત મિત્ર ને સુકલત્ર ચંચળ, જાય શું સુખથી કથી;
સ્થિર એક સદ્ગુરુ દેવ છો, એ ટેક અંતર આદરું;
સહજાત્મરૂપી સેવ્ય ગુરુને વંદના વિધિએ કરું. ૫
ભવ મંડપે કરી પ્રીત માયાસેજ સુંદર પાથરી;
ત્યાં નિત્ય સૂતો ગાઢ નિદ્રા, મોહની અતિ આચરી;

જાગ્રત કરી ગુરુ રાજચંદ્રે, બોધદાન કર્યું શરુ;
સહજાત્મરૂપી સેવ્ય ગુરુને વંદના વિધિએ કરું ૬
જયકાર શ્રી ગુરુદેવનો, જન જગતમાંહિ ગજાવજો;
શુભ ભક્તના જે ધર્મ, તે અતિપ્રેમ સાથ બજાવજો;
ગુરુ ધર્મ ધારક, કર્મવારક, ધ્યાનમાં નિત્યે ધરું;
સહજાત્મરૂપી સેવ્ય ગુરુને વંદના વિધિએ કરું. ૭

[૩]

દયાળુ દીનાનાથ અજ્ઞાન હારી,
ખરા ચિત્તથી ધ્યાનમાંહિ વિહારી;
ઘણા શિષ્યના આપ સંતાપહારી,
ગુરુ રાજચંદ્ર અહો બાંહ્ય મારી. ૧
કર્યો ક્રોધ તો ક્રોધને મારવાને,
ધર્યો લોભ તો ધ્યાનને ધારવાને;
મહા મોહહારી નિજાનંદધારી,
ગુરુ રાજચંદ્ર અહો બાંહ્ય મારી. ૨
સદા નિર્વિકારી મહા બ્રહ્મચારી,
ન પ્હોંચે સ્તુતિમાં મતિ કાંઈ મારી;
નિરાધાર આ બાલ માટે વિચારી,
ગુરુ રાજચંદ્ર અહો બાંહ્ય મારી. ૩
કદી નાથ સામું ન જોશો અમારા,
તથાપિ અમે છીએ સદાએ તમારા;
હવે આપ ઓ બાપ! તારો વિચારી,
ગુરુ રાજચંદ્ર અહો બાંહ્ય મારી. ૪

ક્ષમા, ધૈર્ય, ઔદાર્યના જન્મસિંધુ !
સદા લોકથી દીનના આપ બંધુ;
ન શક્તિ કશા કામમાંહિ અમારી,
ગુરુ રાજચંદ્ર અહો બાહ્ય મારી. ૫

ગુણી જ્ઞાનવંતા વિવેકી વિચારો,
મને આશરો એક ભાવે તમારો;
દયાળુ હવે પ્રાર્થના લ્યો અમારી,
ગુરુ રાજચંદ્ર અહો બાંહ્ય મારી. ૬

[ ૪ ]

જડબુદ્ધિ જીવ સંતવિના શુદ્ધ મારગ કોણ બતાવે ?
એ. દેશી,

અહો ! રાજચંદ્ર દેવ, રાત દિવસ મને રહેજો રટણ તમારું
તુમે પતિતપાવન છો સ્વામી,
હું તો લોભી લંપટ ને કામી;
ને તો જાણો છો અંતરજામી. અહો ! રાજ૦ ૧

નથી જપ તપ સાધન કાંઈ કર્યું,
નથી ચરણકમળમાં ચિત્ત ધર્યું,
મન રેંટ તણી પેરે જાય ફર્યું. અહો ! રાજ૦ ૨

મને મોહકટક લાગ્યુ પૂઠે,
નિત્ય ઘેરીને મુજને લૂંટે;
તમે છોડાવો પ્રભુ તો છૂટે. અહો ! રાજ૦ ૩

અહો ! ભાનુ સમાન પ્રગટ મણિ,
મારા અનંત દોષ કાઢો ધણી;
ક્ષણુ દૃષ્ટિ કરો મુજ રંક ભણી. અહો ! રાજ૦ ૪
પ્રભુ કરુણાસાગર આપ અહો !
મુજ પામરની પ્રભુ બાંહ્ય ગ્રહો,
તુજ સેવા મુને સદાય રહો. અહો ! રાજ૦ ૫
જ્ઞાન દર્શન ચરણુ ક્ષાયક જાણી,
પ્રભુ સહજ સ્વભાવ પ્રગટ મણિ;
આપો મને દેવ હો રંક ગણી. અહો ! રાજ૦ ૬
દિવ્ય જ્ઞાનકળા પ્રભુ અકળ અહો !
મુજ પામરથી ન કળાય અહો !
તુમ મુદ્રા દેખી પ્રતીત ભયો. અહો ! રાજ૦ ૭
તુમે મોક્ષ માર્ગ ઉજ્વળ કીયો,
કુળ મતાગ્રહાદિ છેદ દીયો;
અહો ! ભવ્યને કારણુ દેહ લીયો. અહો ! રાજ૦ ૮
અહો ! વિષય કષાય અભાવ કીયો,
પ્રભુ સહજ સ્વભાવે ધર્મ લીયો,
નિરઉપાધિપદ સહજ ગ્રહ્યો. અહો ! રાજ૦ ૯
પરમ શીતળ અનંત દયા તુમમેં,
પ્રભુ-સ્યાદ્‌વાદ શૈલી તુમ ઘટમેં;
તુજ ચરણુ કમળ સેવા દ્યો મુજને. અહો ! રાજ૦ ૧૦

તુમ જ્ઞાનકળા અખંડ પ્રગટી,
હું પામર ગુણ શું કહું કથી;
જૈન શૈલી પામું હું તુમ થકી અહો ! રાજ૦ ૧૧
પ્રભુ ચાર ગતિમાં હું ભટકયો,
હવે સ્વામી તુજ ચરણે આવ્યો;
મુનદાસ ગુલામ છે તુમ જાયો. અહો ! રાજ૦ ૧૨

## ચૈત્યવંદનો.

[ ૧ ]

પરમ કૃપાળુ દેવ પ્રતિ, વિનય વિનંતિ એહ;
ત્રય તત્ત્વ ત્રણ રત્ન મુજ, આપો અવિચલ સ્નેહ. ૧
તત્ત્વોપદેશા તુમ તણા, માર્ગ તણે અનુસાર;
લક્ષ લક્ષણ રહો સદા, ખરેખરો એક તાર. ૨
મિથ્યા તમને ફેડવા, ચંદ્ર સૂર્ય તુમ જ્ઞાન;
દર્શનની સુવિશુદ્ધિથી, ભાવ ચરણ મલ હાન. ૩
ઇચ્છા વર્તે અંતરે, નિશ્ચય દૃઢ સંકલ્પ;
મરણ સમાધિ સંપજે, ન રહો કાંઈ કુવિકલ્પ. ૪
કામિતદાયક પદ શરણ, મન સ્થિર કર પ્રભુ-ધ્યાન;
નામ સ્મરણ ગુરુ રાજનું, પ્રગટ કલ્યાણ નિદાન. ૫
ભુવન જન-હિતકર સદા, કૃપાળુ કૃપા નિધાન;
પાવન કરતા પતિતને, સ્થિર ગુણનું દઈ દાન. ૬
સર્વજ્ઞ સદ્ગુરુ પ્રતિ, ફરિ ફરિ અરજ એ નેક;
લક્ષ રહો પ્રભુ સ્વરૂપમાં, હો રત્નત્રય એક. ૭

[ ૨ ]

અનંત ચોવીશી જિન નમું, સિદ્ધ અનંતી કોડ;
જે મુનિવર મુક્તે ગયા, વંદું બે કર જોડ.

## શ્રી સદ્ગુરુ ઉપકાર મહિમા.

પ્રથમ નમું ગુરુરાજને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને વીરને ઓળખ્યા, ટળ્યું દેહ અભિમાન. ૧
તે કારણ ગુરુરાજને, પ્રણમું વારંવાર;
કૃપા કરી મુજ ઉપરે, રાખો ચરણ મોઝાર. ૨
પંચમ કાળે તું મળ્યો, આત્મ રત્ન દાતાર;
કારજ સાર્યાં માહરા, ભવ્ય જીવ હિતકાર. ૩
અહો ! ઉપકાર તુમારડો, સંભારું દિનરાત;
આવે નયણે નીર બહુ, સાંભળતાં અવદાત. ૪
અનંત કાળ હું આથડ્યો, ન મળ્યા ગુરુ શુદ્ધ સંત;
દુષમ કાળે તું મળ્યો, રાજ નામ ભગવંત. ૫
રાજ રાજ સૌ કો કહે, વિરલા જાણે ભેદ;
જે જન જાણે ભેદ તે, તે કરશે ભવ છેદ. ૬
અપૂર્વ વાણી તાહરી, અમૃત સરખી સાર;
વળી તુજ મુદ્રા અપૂર્વ છે, ગુણગણ રત્ન ભંડાર. ૭
તુજ મુદ્રા તુજ વાણીને, આદરે સમ્યક્ત્વંત;
નહીં બીજાનો આશરો, એ ગુહ્ય જાણે સંત. ૮
બાહ્યાચરણ સુસંતનાં, ટાળે જનનાં પાપ;
અંતર ચારિત્ર ગુરુરાજનું, ભાગે ભવ સંતાપ. ૯

[ ૩ ]

શ્રીમદ્ સદ્ગુરુ દેવજી, મહેર કરો મહારાજ;
મયા કરીને દીજીએ, શ્રીમુખ દર્શન સાજ. ૧
લક્ષ રહો પ્રભુ ચરણમાં, ઘુંચ ન રહો ઘટમાંય;
રાચું ન અન્ય સ્વરૂપમાં, જન્મ મરણ ભય જાય. ૨
જીતું બાહ્યાંતર અરિ, સ્વાતમ બલ સમશેર;
મિથ્યાગ્રહવિગ્રહ શમે, જીવ હોય નિર્વેર ૩
નેક નામ ગુરુરાજના, શ્રી મુખ દર્શન પાય;
સમ્યક્ લબ્ધિ સંપજે, માને મન નિર્માય. ૪
ધીરજ ઉદધિ ઉલેચવા, લાભે લાભ અનેક;
ભક્તિ સદ્ગુરુ સ્વરૂપની, હો રત્નત્રય એક ૫

---

[ ૪ ]

પંચ પરમેષ્ઠિગુણ ચૈત્યવંદન.

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં. દુઃખ દોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીસ, પંચવીશ ઉવજઝાય;
સત્તાવીશ ગુણ સાધુના, જપતા સુખ થાય ૨
અષ્ટોત્તર સય ગુણ મલી, એમ સમરો નવકાર;
ધીર વિમલ પંડિત તણો, નય પ્રણમે નિત સાર ૩

---

અધ્યાત્મથી જોડીયે, નિક્ષેપા ચાર;
પ્રભુરૂપ સમાન ભાવ, પામે નિરધાર. ૨
પાવન આત્માને કરે એ, જન્મ જરાદિ દૂર;
તે પ્રભુ પૂજા ધ્યાનથી, રામ કહે સુખપૂર. ૩

## શ્રી વીરવિજયજીકૃત ચૈત્યવંદનો.

### (૧) શ્રી ઋષભદેવસ્વામીનું ચૈત્યવંદન.

સર્વાર્થ સિદ્ધે થકી, ચવિયા આદિ જિણંદ;
પ્રથમ રાય વિનિતા વસે, માનવ ગણુ સુખ કંદ. ૧
યોનિ નકુલ જિણંદને, હાયન[1] એક હજાર;
મૌનાતીતે[2] કેવલી, વડ હેઠે નિરધાર. ૨
ઉતરાષાઢા જન્મ છે, ધનરાશિ અરિહંત;
દશ સહસ પરિવારશું, વીર કહે શિવકંત. ૩

### (૨) શ્રી અજિતનાથસ્વામીનું ચૈત્યવંદન.

આવ્યા વિજય વિમાનથી, નયરી અયોધ્યા ઠામ;
માનવ ગણુ રિખ રોહિણી, મુનિજનના વિશ્રામ. ૧
અજિતનાથ વૃષ રાશિએ, જન્મ્યા જગદાધાર.
યોનિ ભુજંગમ ભયહરુ, મૌન વર્ષ તે બાર; ૨
સપ્તપર્ણ તરુ હેઠળે, જ્ઞાન મહોત્સવ સાર;
એક સહસશ્યુ શિવ વર્યા, વીર ધરે બહુ પ્યાર. ૩

૧ વર્ષ. ૨ છદ્મસ્થપણું વ્યતીત થયે

## (૩) શ્રી સંભવનાથસ્વામીનું ચૈત્યવંદન.

સપ્તમ ગ્રૈવિજ ચવન છે, જન્મ્યા મૃગશિર માંહી;
દેવ ગણે સંભવજિન, નમિએ નિત્ય ઉચ્છાંહિ. ૧
સાવથ્થિપુરી રાજિયો. મિથુન રાશિ સુખકાર;
પન્નગ યોનિ પામિયા, યોનિ નિવારણ હાર. ૨
ચૌદ વરસ છદ્મસ્થમાં, નાણ શાલ તરુ સાર;
સહસ ત્રીશું શિવ વર્યા, વીર જગત આધાર. ૩

## (૪) શ્રી અભિનંદનસ્વામીનું ચૈત્યવંદન.

ચવ્યા જયંત વિમાનથી, અભિનંદન જિનચંદ;
પુનર્વસુમાં જનમિયા, રાશિ મિથુન સુખકંદ. ૧
નગરી અયોધ્યાનો ધણી, યોનિ વર મંજાર;
ઉગ્ર વિહારે તપ તપ્યા, ભૂતલ વરસ અઢાર. ૨
વળી રાયણ પાદપ તલે, વિમલ નાણ ગણદેવ;
મોક્ષ સહસ મુનિશું ગયા, વીર કરે નિત્ય સેવ. ૩

## (૫) શ્રી સુમતિનાથસ્વામીનું ચૈત્યવંદન.

સુમતિ જયંત વિમાનથી, રહ્યા અયોધ્યા ઠામ;
રાક્ષસગણ પંચમ પ્રભુ. સિંહ રાશિ ગુણધામ. ૧
મઘા નક્ષત્રે જનમિયા, મુષક યોનિ જગદીશ;
મોહરાય સંગ્રામમાં, વરસ ગયાં છવીશ. ૨
જીત્યો પ્રિયંગુ તરુ તલે, સહસ મુનિ પરિવાર;
અવિનાશી પદવી વર્યા, વીર નમે સો વાર. ૩

## (૬) શ્રી પદ્મપ્રભસ્વામીનું ચૈત્યવંદન.

ગ્રૈવેયક નવમા થકી, કોસંબી ઘરવાસ;
રાક્ષસ ગણ નક્ષેતરુ, ચિત્રા કન્યારાશિ. ૧
વૃકયોનિ પદ્મપ્રભુ, છદ્મસ્થા ષટ્માસઃ
તરુ છત્રોઘે કેવલી, લોકાલોક પ્રકાશ. ૨
ત્રિણ અધિક શત આઠસ્યુ, પામ્યા અવિચલ ધામ;
વીર કહે પ્રભુ માહરે, ગુણશ્રેણી વિશ્રામ. ૩

---

## (૭) શ્રી સુપાર્શ્વનાથસ્વામીનું ચૈત્યવંદન.

ગેવિજ છઠ્ઠથી ચવ્યા, વાણારશી પુરીવાસ;
તુલા વૈશાખા જનમિયા, તપ તપિયા નવ માસ. ૧
ગણ રાક્ષસ વૃકયોનિએ, શોભે સ્વામી સુપાસ;
સરિસ તરુ તલે કેવલી, જ્ઞેય અનંત વિલાસ. ૨
મહાનંદ પદવી લહી, પામ્યા ભવનો પાર;
શ્રી શુભવીર કહે પ્રભુ, પંચસયાં પરિવાર. ૩

---

## (૮) શ્રી ચંદ્રપ્રભસ્વામીનું ચૈત્યવંદન.

ચંદ્રપ્રભુ ચંદ્રાવતી, પુરિ ચવિયા વિજયંત;
અનુરાધાએ જનમિયા, વૃશ્ચિક રાશિ મહંત. ૧
મૃગયોનિ ગણ દેવનો, કેવલ વિણ ત્રિકમાસ;
પામ્યા નાગ તરુતલે, નિર્મલ નાણ વિલાસ. ૨
પરમાનંદ પદ પામિયા, વીર કહે નિરધાર;
સાથે સલુણા શોભતા, મુનિવર એક હજાર. ૩

---

## (૯) શ્રી સુવિધિનાથસ્વામીનું ચૈત્યવંદન.

સુવિધિનાથ સુવિધિ નમું, શ્વાન યોનિ સુખકાર,
આવ્યા આનત સ્વર્ગથી, કાકંદી અવતાર. ૧
રાક્ષસ ગણ ગુણવંતને, ધનરાશિ રિખમૂલ;
વરસ ચાર છદ્મસ્થમા, કર્મ શશક[1] શાર્દૂલ.[2] ૨
મલ્લિ તરુ તલે કેવલી, સહસ મુનિ સંઘાત;
બ્રહ્મ મહોદય પદ વર્યા, વીર નમે પરભાત. ૩

---

## (૧૦) શ્રી શીતળનાથસ્વામીનું ચૈત્યવંદન.

દશમા સ્વર્ગ થકી ચવ્યા, દશમા શીતલનાથ;
ભદ્દિલપુર ધન રાશિયે, માનવ ગણ શિવ સાથ. ૧
વાનર યોનિ જિણંદની, પુર્વાષાઢા જાત;
તિગ વરસાંતરે કેવલી, પ્રીયંગુ વિખ્યાત. ૨
સંયમ ધર સહસે વર્યા, નિરુપમ પદ નિર્વાણ;
વીર કહે પ્રભુ ધ્યાનથી, ભવ કોડી કલ્યાણ. ૩

---

## (૧૧) શ્રી શ્રેયાંસનાથસ્વામીનું ચૈત્યવંદન.

અચ્યુતથી પ્રભુ ઉતર્યા, સિંહપુરે શ્રેયાંસ;
યોનિ વાનર દેવગણ, દેવ કરે પરશંસ. ૧
શ્રવણે સ્વામી જનમિયા, મકરરાશિ દુગવાસ;
છદ્મસ્થા તિંદુકતલે, કેવલ મહિમા જાસ ૨
વાચંયમ સહસે સહિ, ભવ સંતતિનો છેહ;
શ્રી શુભવીરને સાંઇશ્યુ, અવિચલ ધર્મ સનેહ. ૩

---

૧ હરણ ૨. સિંહ.

## (૧૨) શ્રી વાસુપૂજ્યસ્વામીનું ચૈત્યવંદન.

પ્રાણુત થકી પ્રભુ પાગર્યા,[૩] ચૂંપે ચંપા ગામ,
શિવ મારગ જાતા થકાં, ચંપક તરુ વિશ્રામ. ૧
અશ્વયોનિ ગણુ રાક્ષસ, શતભિષા કુંભ રાશિ;
પાડલ હેઠે કેવલી, મૌનપણે ઇગવાસિ.[૪] ૨
ષટ્શત સાથે શિવ થયા, વાસુપૂજ્ય જિનરાજ;
વીર કહે ધન્ય તે ઘડી, જબ નિરખ્યા મહારાજ. ૩

## (૧૩) શ્રી વિમલનાથસ્વામીનું ચૈત્યવંદન.

અષ્ટમ સ્વર્ગ થકી ચવી, કંપીલ પુરમાં વાસ;
ઉત્તરા ભાદ્રપદે જનમ, માનવ ગણુ મીન રાશ. ૧
યોનિ છાગ સુહંકરું, વિમલનાથ ભગવંત;
દોય વરસ તપ નિર્જલી, જંબુ તલે અરિહંત. ૨
ષટ્સહસ મુનિ સાથશ્યુ, વિમલ વિમળ પદ પાય;
શ્રી શુભવીરને સાંઇશ્યુ, મળવાનું મન થાય. ૩

## (૧૪) શ્રી અનંતનાથસ્વામીનું ચૈત્યવંદન.

દેવલોક દશમા થકી, ગયા અયોધ્યા ઠામ,
હસ્તિ યોનિ અનંતને, દેવગણે અભિરામ ૧
રેવતિએ જનમ્યા પ્રભુ, મિન રાશિ સુખકાર;
ત્રણુ વરસ છદ્મસ્થમાં, નહિ પ્રમાદિ ઉચ્ચાર. ૨
પીપલ વૃક્ષે પામિયા, કેવળ લક્ષ્મી નિધાન;
સાત સહસશું શિવવર્યા, વીર કરે બહુ માન ૩

---

૩ ચવ્યા ૪ એક વર્ષ છદ્મસ્થ.

## (૧૫) શ્રી ધર્મનાથસ્વામીનું ચૈત્યવંદન.

વિજય વિમાન થકી ચવ્યા, રત્નપુરે અવતાર;
ધર્મનાથ ગણ દેવતા, કર્કરાશિ મનોહાર. ૧
જન્મ્યા પુષ્પ નક્ષેતરે, યોનિ છાગ વિચાર;
દોય વરસ છદ્મસ્થમાં, વિચર્યા ધર્મ દયાળ. ૨
દધિપર્ણધો કેવલી, વીર વર્યા બહુ રિદ્ધ;
કર્મ ખપાવીને હુવા, અડસય સાથે સિદ્ધ ૩

## (૧૬) શ્રી શાંતિનાથસ્વામીનું ચૈત્યવંદન.

સર્વાર્થ સિદ્ધે થકી, ચવિય શાતિ જિણેશ;
હસ્તિનાગપુર અવતર્યા, યોનિ હસ્તિ વિશેષ. ૧
માનવ ગણ ગુણવંતને, મેષરાશિ સુવિલાસ;
ભરણિએ જનમ્યા પ્રભુ, છદ્મસ્થા એગવાસ. ૨
કેવલ નંદિ તરુ તલે, પામ્યા અંતર ગ્નાણ;
વીર કરમને ક્ષય કરી, નવ શતશું નિર્વાણ ૩

## (૧૭) શ્રી કુંથુનાથસ્વામીનું ચૈત્યવંદન.

લવ સત્તમ[1] સુરભવ તજી, ગજપુર નયર નિવાસ;
રાક્ષસ ગણ કૃતિકા જની, કુંથુનાથ વૃષ રાશિ. ૧
સોલ વરસ છદ્મસ્થમાં, જિનવર યોનિ છાગ;
ઘાતિ કર્મ ઘાતે કરી, તિલક તલે વીતરાગ. ૨
શૈલેશી કરણે કરી, એક સહસ પરિવાર;
શિવ મંદિર સિધાવતા, વીર ઘણું હુશિયાર. ૩

---

૧ સર્વાર્થસિદ્ધના દેવ

(૧૮) શ્રી અરનાથસ્વામીનું ચૈત્યવંદન.

ઠાણુ સંવ્વઠ્ઠથકી ચવ્યા, નાગપુરે અરનાથ; 1
રેવતી જન્મ મહોત્સવા, કરતા નિર્જરનાથ.
જયકર યોનિ ગજવરુ, રાશિ મીન ગણુદેવ, 2
ત્રણુ વરસમા થિર થઈ, ટાલે મોહની ટેવ.
પામ્યા અંબતરુ તલે, ક્ષાયક ભાવે નાણુ, 3
સહસ મુનિવર સારશું, વીર કહે નિરવાણુ.

---

(૧૯) શ્રી મલ્લિનાથસ્વામીનું ચૈત્યવંદન.

મલ્લિ જયંત વિમાનથી, મિથિલા નયરી સાર, 1
અશ્વનિ યોનિ જયંકરુ, અશ્વનિએ અવતાર.
સુરગણુ રાશિ મેષ છે, વંદિત સ્વર્ગી લોક, 2
છદ્મસ્થા અહોરાતિની, કેવલ વૃક્ષ અશોક.
સમવસરણુ બેસી કરી, તીર્થ પ્રવર્ત્તનહાર; 3
વીર અચલ સુખને વર્યા, પંચસયા પરિવાર.

---

(૨૦) શ્રી મુનિસુવ્રતસ્વામીનું ચૈત્યવંદન.

સુવ્રત અપરાજિતથી, રાજગ્રહી રહેઠાણુ; 1
વાનર યોનિ રાજતી, સુદ્દેવ ગણુ ગીર્વાણુ.
શ્રવણુ નક્ષત્રે જનમિયા, સુરવર જયજયકાર; 2
મકર રાશિ છદ્મસ્થમા, મૌન માસ અગિયાર.
ચંપક હેઠે ચાપિયા, જે ઘનઘાતી ચાર; 3
વીર વડો જગમા પ્રભુ, શિવપદ એક હજાર.

---

## (૨૧) શ્રી નેમિનાથસ્વામીનું ચૈત્યવંદન.

નેમિનાથ બાવીશમા. અપરાજિતથી આય;
શૌરીપુરમાં અવતર્યા, કન્યારાશિ સુહાય. ૧
યોનિ વાઘ વિવેકીને, રાક્ષસગણ અદ્ભુત;
રિખ[1] ચિત્રા ચોપન દિન, મૌનવંતા મન પુત[2]. ૨
વેતસ હેઠે કેવલી, પંચસયાં છત્રીશ;
વાચંયમશુ[3] શિવ વર્યા, વીર નમે નિશદિન. ૩

## (૨૨) શ્રી નમિનાથસ્વામીનું ચૈત્યવંદન.

દશમા પ્રાણત સ્વર્ગથી, આવ્યા શ્રી નમિનાથ;
મિથિલા નયરી રાજીયો, શિવપુર કેરો સાથ. ૧
યોનિ અશ્વ અલંકરી, અશ્વની ઉદયો ભાણ;
મેષરાશિ સુરગણ નમું, ધન તે દિન સુવિહાણ. ૨
નવ માસાંતર કેવલી, બકુલ તલે નિરધાર,
વીર અનોપમ સુખ વર્યા, મુનિ પરિતંત[4] હજાર. ૩

## (૨૩) શ્રી પાર્શ્વનાથસ્વામીનું ચૈત્યવંદન.

નયરી વાણારશીએ થયા, પ્રાણતથી પરમેશ;
યોનિ વ્યાઘ્ર સુહંકરી, રાક્ષસ ગણ સુવિશેષ. ૧
જન્મ વિશાખાએ થયો, પાર્શ્વ પ્રભુ મહારાય;
તુલારાશિ છદ્મસ્થમાં, ચોરાશી દિન જાય. ૨
દેવદારુ પાસે પામિયા, ક્ષાયક દુગ ઉપભોગ;
મુનિ તેત્રિસે શિવ વર્યા. વીર અખય સુખ ભોગ. ૩

---

૧. નક્ષત્ર ૨. પવિત્ર ૩. મુનિ સાથે ૪ પરિવાર.

(૨૪) શ્રી મહાવીરસ્વામીનું ચૈત્યવંદન.

ઊર્ધ્વ લોક દશમા થકી, કુંડપુરે મંડાણ;
વૃષભયોનિ ચોવીશમા, વર્દ્ધમાન જિનભાણ. ૧
ઉત્તરા ફાલ્ગુણી ઉપના, માનવગણ સમુદાય;
કન્યારાશિ છદ્મસ્થમાં, બાર વરસ વહી જાય. ૨
શાલ વિશાલ તરુ તલે, કેવલનિધિ પ્રગટાય;
વીર બિરુદ ધરવા ભણી, એકાકી શિવ જાય.

---

## સ્તવનો.

### (૧) શ્રી ઋષભદેવસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ મારુ

કરમ પરીક્ષા કરણ કુમર ચલ્યો રે-એ દેશી.

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહું રે કંત;
રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત.
ઋષભ૦ ૧

પ્રીત સગાઈ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઈ ન કોય;
પ્રીત સગાઇ રે નિરુપાધિક કહી રે, સોપાધિક ધન ખોય.
ઋષભ૦ ૨

કોઈ કંત કારણ કાષ્ટ ભક્ષણ[1] કરે રે, મિલશું કંતને ધાય;
એ મેળો નવિ કહિયે સંભવે રે, મેળો ઠામ ન ઠાય.
ઋષભ૦ ૩

---

૧. કાષ્ટમાં બળી મરે.

કોઈ પતિરંજન અતિ ઘણું તપ કરે રે, પતિ રંજન તન તાપ;
એ પતિરંજન મેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુ[1] મિલાપ.
ઋષભ૦ ૪

કોઈ કહે લીલા રે અલખ અલખ તણી રે, લખ પૂરે મન આશ;
દોષ રહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષવિલાસ.
ઋષભ૦ ૫

ચિત્ત પ્રસન્નેરે પૂજન ફલ કહ્યુંરે, પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઈ આતમ અરપણારે, આનંદઘનપદ રેહ.
ઋષભ૦ ૬

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

નિંદડી વેરણ હુઈ રહી—એ દેશી.

ઋષભ જિણંદશું પ્રીતડી, કીમ કીજે હો કહો ચતુર વિચાર;
પ્રભુજી જઈ અલગા વસ્યા, તિહાં કિણે નવિ હો કો વચન-
ઉચ્ચાર. ઋષભ૦ ૧

કાગળ પણ પહોંચે નહિ, નહિ પહોચે હો તિહાં કો પરધાન;
જે પહોંચે તે તુમ સમો, નહિ ભાખે હો કોનું વ્યવધાન[2].
ઋષભ૦ ૨

પ્રીતિ કરે તે રાગીઆ, જિનવરજી હો તુમે તો વીતરાગ;
પ્રીતડી જેહ અરાગીથી, ભેલવવી હો તે લોકોત્તર માર્ગ.
ઋષભ૦ ૩

---

૧. પ્રકૃતિ, સ્વભાવ. ૨ હકીકત

પ્રીતિ અનાદિની વિષ ભરી, તે રીતે હો કરવા મુજ ભાવ;
કરવી નિર્વિષ[1] પ્રીતડી, કિણ ભાતે હો કહો બને બનાવ.
ઋષભ૦ ૪

પ્રીતિ અનંતી પર થકી, જે તોડે હો તે જોડે એહ;
પરમપુરુષથી[2] રાગતા, એકત્વતા હો દાખી ગુણ-ગેહ.
ઋષભ૦ ૫

પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણ રાશ;
દેવચંદ્રની સેવના, આપે મુજ હો અવિચળ સુખવાસ.
ઋષભ૦ ૬

---

### શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

મહાવિદેહ ક્ષેત્ર સોહામણો-એ દેશી.

જગજીવન જગવાલ્હો, મરુદેવીનો નંદ લાલ રે,
મુખ દીઠે સુખ ઊપજે, દર્શન અતિહિ આનંદ. લા૦ જ૦ ૧
આંખડી અંબુજપાંખડી, અષ્ટમી શશિસમ ભાલ લાલ રે;
વદન તે શારદ ચંદલો, વાણી અતિહિ રસાલ. લા૦ જ૦ ૨
લક્ષણ અંગે વિરાજતા, અડહિય સહસ ઉદાર લાલ રે;
રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર લા૦ જ૦ ૩
ઇંદ્ર ચંદ્ર રવિ ગિરિતણા, ગુણ[3] લઈ ઘડિયું અંગ લાલ રે;
ભાગ્ય કિહાં થકી આવિયું, અચરિજ એહ ઉત્તંગ. લા૦ જ૦ ૪
ગુણ સઘળા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલ રે;
વાચક યશવિજયે થુણ્યો, દેજો સુખનો પોષ. લા૦ જ૦ ૫

---

૧ રાગરૂપ વિષ રહિત ૨ પરમાત્માથી. ૩ રૂપ, સૌમ્યતા, પ્રતાપ અને ધૈર્ય.

## શ્રી મોહવિજયજીકૃત સ્તવન.

બાળપણે આપણ સસનેહી, રમતા નવ નવ વેષે;
આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસાર-નિવેશે.
હો પ્રભુજી ! ઓલંભડે મત ખીજો. ૧

જો તુમ ધ્યાતાં શિવસુખ લહીએ, તો તુમને કેઈ ધ્યાવે;[1]
પણ ભવ-સ્થિતિ પરિપાક થયા વિણ, કોઈ ન મુક્તિ જાવે.
હો પ્રભુજી ! ઓ૦ ૨

સિદ્ધનિવાસ લહે ભવિસિદ્ધિ,[2] તેમા શો પાડ તમારો;
તો ઉપકાર તમારો લહીએ, અભવ્યસિદ્ધને[3] તારો.
હો પ્રભુજી ! ઓ૦ ૩

નાણરયણ પામી એકાંતે, થઈ બેઠા મેવાસી;
તે માંહેલો એક અંશ જો આપો, તે વાતે સાબાશી
હો પ્રભુજી ! ઓ૦ ૪

અક્ષય પદ દેતાં ભવિજનને, સંકીર્ણતા નવિ થાય;
શિવપદ દેવા જો સમરથ છો, તો જશ લેતાં શું જાય ?
હો પ્રભુજી ! ઓ૦ ૫

સેવાગુણરંજ્યા ભવિ જનને, જો તુમ કરો વડભાગી,
તો તમે સ્વામી કેમ કહાવો, નિર્મમ ને નિરાગી
હો પ્રભુજી ! ઓ૦ ૬

નાભિનંદન જગવંદન પ્યારો, જગગુરુ જગજયકારી;
રૂપ વિબુધનો મોહન પભણે, વૃષભલંછન બલિહારી.
હો પ્રભુજી ! ઓ૦ ૭

---

૧. આસપાસ-ચોમેર  ૨. ભવ્ય જીવો  ૩. અભવ્યોને.

## (૨) શ્રી અજિતનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ આશાવરી.

મારુ મન મોહ્યું રે શ્રી વિમલાચલેરે-એ દેશી.

પંથડો નિહાળું રે બીજા જિનતણો રે,
અજિત અજિત ગુણધામ;
જે તેં જીત્યા રે તેણે હું જીતિયો રે,
પુરુષ કિશ્યુ મુજ નામ ? પંથડો૦ ૧
ચરમ નયણ કરી મારગ જોવતાં રે,
ભૂલ્યો સયલ સંસાર;
જેણે નયણે કરી મારગ જોઈએ રે,
નયણ તે દિવ્ય વિચાર પંથડો૦ ૨
પુરુષપરંપર અનુભવ જોવતાં રે,
અંધોઅંધ પલાય;
વસ્તુ વિચારે રે જો આગમે કરી રે;
ચરણ ધરણ નહીં ઠાય. પંથડો૦ ૩
તર્ક વિચારે રે વાદ પરંપરા રે;
પાર ન પહોચે કોય;
અભિમત વસ્તુ વસ્તુગતે કહે રે;
તે વિરલા જગ જોય. પંથડો૦ ૪
વસ્તુ વિચારે રે દિવ્ય નયણતણો રે,
વિરહ પડ્યો નિરધાર;
તરતમ જોગે રે તરતમ વાસના રે;
વાસિત બોધ આધાર પંથડો૦ ૫

કાળ*લબ્ધિ લહી પંથ નિહાળશું રે;
એ આશા અવિલંબ;
એ જન જીવે રે જિનજી જાણજો રે;
આનંદઘનમત અંબ. પંથડો. ૬

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

દેખો ગતિ દૈવની રે—એ દેશી.

જ્ઞાનાદિક ગુણસંપદા રે. તુજ અનંત અપાર;
તે સાંભળતાં ઊપની રે, રુચિ તેણે પાર ઉતાર;
અજિત જિન તારજો રે, તારજો દીનદયાળ. અ૦ ૧
જે જે કારણ જેહનું રે, સામગ્રી સંયોગ;
મળતાં કારજ નીપજે રે, કર્તા તણે પ્રયોગ. અ૦ ૨
કાર્યસિદ્ધિ કર્તા વશુ રે, લહિ કારણ સંયોગ;
નિજ પદકારક પ્રભુ મિલ્યા રે, હોય નિમિત્તહ ભોગ. ૩
અજકુલગત કેશરી લહે રે, નિજપદ સિંહ નિહાળ;
તિમપ્રભુભકતેભવિલહેરે,આતમશક્તિસંભાળ. અ૦ ૪
કારણ પદ કર્તા પણે રે, કરી આરોપ અભેદ;
નિજ પદ અર્થી પ્રભુ થકી રે, કરે અનેક ઉમેદ. અ૦ ૫
એહવા પરમાતમ પ્રભુ રે, પરમાનંદ સ્વરૂપ;
સ્યાદ્વાદ સત્તા રસી રે, અમલ અખંડ અનૂપ. અ૦ ૬
આરોપિત સુખ ભ્રમ ટલ્યો રે, ભાસ્યો અવ્યાબાધ;
સમર્યું અભિલાષીપણું રે, કર્તા સાધન સાધ્ય. અ૦ ૭

---

* ભવસ્થિતિ પરિપાક.

ગ્રાહકતા સ્વામિત્વતા રે, વ્યાપક ભોક્તા ભાવ;
કારણતા કારજ દશા રે, સકલ ગ્રહ્યું નિજભાવ. અ૦ ૮
શ્રદ્ધા ભાસન રમણતા રે, દાનાદિક પરિણામ;
સકલ થયા સત્તારસીરે, જિનવર દરિસણ પામ અ૦ ૯
તિણે નિર્યામક માહણો રે, વૈદ્ય ગોપ આધાર;
દેવચંદ્ર સુખ સાગરુ રે, ભાવ ધરમ દાતાર અ૦ ૧૦

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

નીંદડી વેરણ હોઈ રહી—એ દેશી

અજિત જિણંદશું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગકે;
માલતી ફૂલે મોહીઓ, કિમ બેસે હો બાવલ તરુ ભૃંગ કે.
અજિત૦ ૧

ગંગાજલમા જે રમ્યા, કિમ*છિલ્લર હો રતિ પામે ×મરાળ કે;
સરોવર જલધર જલ વિના, નવિ ચાહે હો જગચાતક બાળ કે.
અજિત૦ ૨

કોકિલ કલકૂજિત કરે, પામી મંજરી હો પંજરી સહકારકે;
ઓછાં તરુવર નવિ ગમે, ગિરુઆશું હો હોયે ગુણનો પ્યારકે
અજિત૦ ૩

કમલિની દિનકર-કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદ્ર શું પ્રીતકે,
ગૌરી[1] ગિરીશ[2] ગિરિધર[3] વિના, નવિ ચાહે હો કમલા[4]
નિજ ચિત્તકે. અજિત૦ ૪

તિમ પ્રભુશું મુજ મન રમ્યું, બીજાશું હો નવિ આવે દાયકે;
શ્રીનયવિજય સુગુરુતણો, વાચક જસ હો નિત નિત
ગુણ ગાયકે. અજિત૦ ૫

---

*છીછરું પાણી ×હંસ ૧ પાર્વતી. ૨ શંકર ૩ હરિ–વિષ્ણુ ૪ લક્ષ્મી.

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

મોચીડાની—દેશી

અજિત અજિત જિન અંતરજામી,
અરજ કરું છું પ્રભુ શિરનામી;
સાહિબા સસનેહી સુગુણજી,
વાતલડી કહું કેહી—સાહિબા૦ ૧
આપણ બાળપણાના સ્વદેશી,
તો હવે કેમ થાઓ છો વિદેશી; સાહિબા૦
પુણ્ય અધિક તુમે હુવા જિણંદા,
આદિ અનાદિ અમે તો બંદા—સાહિબા૦ ૨
તાહરે આજે મણાઇ છે શાની?
તુંહીજ લીલાવંત તું જ્ઞાની; સાહિબા૦
તુજ વિણ અન્યને કો નથી ધ્યાતા,
તો જો તું છે લોકવિખ્યાતા-સાહિબા. ૩
એકને આદર એકને અનાદર,
એમ કેમ ઘટે તુજને કરુણાકર; સાહિબા૦
દક્ષિણ વામ નયન બિહું સરખી,
કુણ ઓછુ કોણ અધિકું પરખી-સાહિબા૦ ૪
સ્વામિતા મુજથી ન રાખો સ્વામી,
શી સેવકમાં જુઓ છો ખામી? સાહિબા૦
જે ન લહે સન્માન સ્વામીનો,
તો તેને કહે સહુકો કમીનો[1]—સાહિબા૦ ૫

---

[1] હલકો દુર્ભાગી.

રૂપાતીત જો મુજથી થાશો,
ધ્યાશું રૂપ કરી જ્યાં જાશો; સાહિબા૦
જડ પરમાણુ અરૂપી કહાવે,
ગહત સંયોગે શું રૂપી ન થાવે–સાહિબા૦ ૬
ધન તો ઓળગે[1] કિમપિ ન દેવે,
જો હિનમણિ કનકાચલ સેવે; સાહિબા૦
એવું જાણી તુજને સેવું,
તાહરે હાથ છે ફળનું દેવું–સાહિબા૦ ૭
તુજ પદપંકજ મુજ મન વળગ્યુ,
જાયે કીહાં છંડીને અળગું? સાહિબા૦
મધુકર મયગલ યદ્યપિ રાચે,
પણ સૂને મુખે લાલ નવિ માચે–સાહિબા૦ ૮
તારક બિરૂદ કહાવો છો મોટા,
તો મુજથી કિમ થાશો ખોટા? સાહિબા૦
રૂપ વિબુધનો મોહન ભાખે,
અનુભવરસ આનંદશું ચાખે–સાહિબા૦ ૯

[ ૨ ]

ઓળગ અજિતજિણંદની, માહરે મન માની;
માલતિ–મધુકરની પરે, બની પ્રીત અછાની;
વારી હું જીતશત્રુસુતતણા, મુખડાને મટકે. ૧
અવર કોઈ જાચું નહીં, વિણ સ્વામી સુરંગા;
ચાતક જેમ જલધર વિના, નવિ સેવે ગંગા. વા૦ ૨

૧. નમસ્કાર કરવાથી.

એ ગુણ પ્રભુ કિમ વિસરે, સુણી અન્ય પ્રશંસા;
છિલ્લર કિણવિધ રતિ ધરે, માનસરના હંસા. વા૦ ૩
શિવ એક ચંદકળાથકી, લહી ઈશ્વરતાઈ;
અનંત કળાધર મેં ધર્યો, મુજ અધિક પુન્યાઈ. વા૦ ૪
તું ધન તું મન તન તુંહી, સસનેહા સ્વામી;
મોહન કહે કવિ રૂપનો, જિન અંતરજામી. વા૦ ૫

## (૩) શ્રી સંભવનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ સામગ્રી.

રાતડી રમીને કિહાંથી આવિયા રે એ દેશી.

સંભવદેવ તે ધુર સેવો સવે રે, લહી પ્રભુસેવન ભેદ;
સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ. સંભવ૦ ૧
ભય ચંચલતા હો જે પરિણામની રે, દ્વેષ અરોચક ભાવ;
ખેદ પ્રવૃત્તિ હો કરતાં થાકિયે રે, દોષ અબોધ લખાવ સંભવ૦ ૨
ચરમાવર્ત[1] હો ચરમ કરણ[2] તથા રે, ભવ પરિણતિ પરિપાક;
દોષ ટળે વળી દૃષ્ટિ ખૂલે ભલી રે. પ્રાપ્તિ પ્રવચન–વાક સંભવ૦ ૩
પરિચય પાતિક–ઘાતિક[3] સાધુશું રે, અકુશલ અપચય ચેત;
ગ્રંથઅધ્યાતમશ્રવણ મનન કરીરે, પરિશીલન નયહેત. સંભવ૦ ૪
કારણ જોગે હો કારણ નીપજે રે, એમાં કોઈ ન વાદ;
પણકારણવિણકારજ સાધિયેરે, એ નિજમત–ઉન્માદ સંભવ૦ ૫
મુગ્ધ સુગમ કરી સેવન આદરે રે, સેવન અગમ અનૂપ;
દેજો કદાચિત્ સેવક યાચના રે, આનંદઘન રસ રૂપ સંભવ૦ ૬

---

૧. છેલ્લુ પુદ્ગળ પરાવર્તન ૨ અનિવૃત્તિકરણ ૩. પાપસંહારક.

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

ધનરા ઢોલા-એ દેશી

શ્રી સંભવ જિનરાજજી રે, તાહરું અકલ સ્વરૂપ; જિનવર પૂજો;
સ્વપર-પ્રકાશક દિનમણિ રે, સમતા રસનો ભૂપ; જિન૦ પૂ૦
પૂજો પૂજો રે ભવિકજન પૂજો, પ્રભુ પૂજ્યા પરમાનંદ. જિન૦ પૂ૦ ૧
અવિસંવાદી નિમિત્ત છો રે, જગતજંતુ સુખ કાજ; જિન૦
હેતુ સત્ય બહુમાનથી રે, જિન સેવ્યાં શિવરાજ. જિન૦ પૂ૦ ૨
ઉપાદાન આતમ સહી રે, પુષ્ટાલંબન દેવ; જિન૦
ઉપાદાન કારણ પણે રે, પ્રગટ કરે પ્રભુ સેવ. જિન૦ પૂ૦ ૩
કાર્ય ગુણ કારણ પણે રે, કારણ કાર્ય અનૂપ; જિન૦
સકલ સિદ્ધતા તાહરી રે, માહરે સાધનરૂપ. જિન૦ પૂ૦ ૪
એકવાર પ્રભુવંદના રે, આગમ રીતે થાય; જિન૦
કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતીત કરાય. જિન૦ પૂ૦ ૫
પ્રભુપણે પ્રભુ ઓળખી રે, અમલ વિમલ ગુણ ગેહ; જિન૦
સાધ્યદૃષ્ટિ સાધકપણે રે, વંદે ધન્ય નર તેહ. જિન૦ પૂ૦ ૬
જન્મ કૃતારથ તેહનો રે, દિવસ સફલ પણ તાસ; જિન૦
જગત શરણ જિન ચરણને રે, વંદે ધરિય ઉલ્લાસ જિન૦ પૂ૦ ૭
નિજ સત્તા નિજ ભાવથી રે, ગુણ અનંતનું ઠાણ; જિન૦
દેવચંદ્ર જિનરાજજી રે, શુદ્ધ સિદ્ધ સુખખાણ. જિન૦ પૂ૦ ૮

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

મન મધુકર મોહી રહ્યો—એ દેશી.

સંભવ જિનવર વિનતી, અવધારો ગુણ જ્ઞાતા રે;
ખામી નહીં મુજ ખિજમતે, કદીય હોશો ફલ દાતા રે. સં૦ ૧

કરજોડી ઊભો રહું, રાત દિવસ તુમ ધ્યાનો રે;
જો મનમાં આણો નહીં, તો શું કહીએ છાનો રે. સં૦ ૨
ખોટ ખજાને કો નહીં, દીજીએ વાંછિત દાનો રે;
કરુણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનો રે. સં૦ ૩
કાળ લબ્ધિ મુજ [1]મતિ ગણો, ભાવ લબ્ધિ તુમ હાથે રે;
લડથડતું પણ ગજબચ્ચું ગાજે [2]ગયવર સાથે રે. સં૦ ૪
દેશો તો તુમહી ભલા, બીજા તો નવિ યાચું રે;
વાચક યશ કહે સાંઇશું, ફળશે એ મુજ સાચું રે. સં૦ ૫

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

આધા આમ પધારો પૂજ્ય—એ દેશી.

સમકિત દાતા સમકિત આપો, મન માગે થઈ મીઠું;
છતી વસ્તુ દેતાં શું શોચો, મીઠું જે સહુએ દીઠું;
પ્યારા પ્રાણ થકી છો રાજ, સંભવ જિનજી મુજને. ૧
એમ મત જાણો જે આપે લહીએ, તે લાધ્યુ શું લેવું;
પણ પરમારથ પ્રીછી આપે, તેહિજ કહીએ લેવું. પ્યારા૦ ૨
અર્થી હું, તું અર્થ સમર્પક, ઈમ મત કરજો હાંસું;
પ્રગટ હતું તુજને પણ પહેલાં, એ હાસાનું પાસું. પ્યારા૦ ૩
પરમ પુરુષ તુમે પ્રથમ ભજીને, પામ્યા ઇમ પ્રભુતાઇ;
તેણે રૂપે તુમને અમે ભજીએ, તેણે તુમ હાથ વડાઈ. પ્યારા૦ ૪
તમે સ્વામી હું સેવાકામી, મુજરે સ્વામી નિવાજે;
નહિ તો હઠ માંડી માગંતાં, કીણવિધ સેવક લાજે. પ્યારા૦ ૫

---

૧ ના. ૨. મોટા હાથી.

જ્યોતે જ્યોતિ મીલે મન પ્રીછે, કુણ લહેશે કુણ ભજશે;
સાચી ભક્તિ તે હંસતણી પરે, ખીર-નીર[1] નય કરશે પ્યારા૦ ૬
ઓલગ કીધી તે લેખે આવી, ચરણ ભેટ પ્રભુ દીધી;
રૂપ વિબુધનો મોહન પભણે, રસના પાવન કીધી પ્યારા૦ ૭

---

## ( ૪ ) શ્રી અભિનંદનસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ ધન્યાશ્રી સિંધુઓ.

આજ નિહજોરે દીસે નાહલો—એ દેશી

અભિનંદનજિન દરિશણ તરસીએ, દરિશણ દુર્લભ દેવ;
મત મત ભેદે રે જો જઈ પૂછીએ, સહુ થાપે અહમેવ. અભિ૦ ૧
સામાન્યે કરી દરિશણ દોહિલું, નિર્ણય સકલ વિશેષ;
મદમેં ઘેર્યો રે અંધો કેમ કરે, રવિશશિરૂપ વિલેખ. અભિ૦ ૨
હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઈએ, અતિ દુર્ગમ નયવાદ;
આગમવાદે હો ગુરુગમ કો નહીં, એ સબલો વિષવાદ. અભિ૦ ૩
ઘાતિ ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિશણ જગનાથ;
ધીઠાઇ કરી મારગ સંચરું સેંગૂ[2] કોઇ ન સાથ. અભિ૦ ૪
દરિશણ દરિશણ રટતો જો ફરું, તો રણ રોઝ સમાન;
જેહને પિપાસા હો અમૃતપાનની, કિમ ભાંજે વિષપાન અભિ૦ ૫
[3]તરસ ન આવે હો મરણ જીવન તણો, સીઝે જો દરિશણ કાજ;
દરિશણ દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ. અભિ૦ ૬

---

૧. ક્ષીર-નીરનો ન્યાય કરશે-એને જુદું પાડશે. ૨. માર્ગદર્શક ભોમિયો ૩. ત્રાસ.

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

બ્રહ્મચર્ય પદ પૂજિયે—એ દેશી

કયુ જાણું કયુ બની આવશે, અભિનંદન રસ રીતિ હો મિત્ત;
પુદ્‌ગલ અનુભવ ત્યાગથી, કરવી જસુ પરતીત હો મિત્ત. કયુ૦ ૧

પરમાતમ પરમેશ્વરુ વસ્તુગતે તે અલિપ્ત હો મિત્ત;
દ્રવ્યે દ્રવ્ય મિલે નહીં, ભાવે તે અન્ય અંવ્યાપ્ત હો મિત્ત કયુ૦ ૨

શુદ્ધ સ્વરૂપ સનાતનો, નિર્મલ જે નિઃસંગ હો મિત્ત,
આત્મવિભૂતિ પરિણમ્યો, ન કરે તે પરસંગ હો મિત્ત. કયુ૦ ૩

પણ જાણું આગમ બળે, મિલવું તુમ પ્રભુ સાથ હો મિત્ત;
પ્રભુ તો સ્વસંપત્તિમયી, શુદ્ધ સ્વરૂપનો નાથ હો મિત્ત. કયુ૦ ૪

પરપરિણામિકતા અછે, જે તુજ પુદ્ગલજોગ હો મિત્ત;
જડ[1] ચલ[2] જગની એંઠનો, ન ઘટે તુજને ભોગ હો મિત્ત. કયુ૦ ૫

શુદ્ધ નિમિત્તી પ્રભુ ગ્રહો, કરી અશુદ્ધ પર હેય હો મિત્ત;
આત્માલંબી ગુણલયી, સહુ સાધકનો ધ્યેય હો મિત્ત કયુ૦ ૬

જિમ જિનવર આલબને, વધે સધે એક તાન હો મિત્ત;
તિમ તિમ આત્માલંબની, ગ્રહે સ્વરૂપ નિદાન હો મિત્ત. કયુ૦ ૭

સ્વસ્વરૂપ એકત્વતા, સાધે પૂર્ણાનંદ હો મિત્ત;
રમે ભોગવે આતમા, રત્નત્રયી ગુણ વૃંદ હો મિત્ત. કયુ૦ ૮

અભિનંદન અવલંબને, પરમાનંદવિલાસ હો મિત્ત;
દેવચંદ્ર પ્રભુ સેવના, કરી અનુભવ અભ્યાસ હો મિત્ત કયું૦ ૯

---

૧ સ્થાવર. ૨. ત્રાસ

### શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

સુણજો હો પ્રભુ—એ દેશી

દીઠી હો પ્રભુ, દીઠી જગગુરુ તુજ,
મૂરતિ હો પ્રભુ, મૂરતિ મોહન વેલડીજી;
મીઠી હો પ્રભુ, મીઠી તાહરી વાણ,
લાગે હો પ્રભુ, લાગે જેસી સેલડીજી. ૧
જાણું હો પ્રભુ, જાણું જન્મ કયત્થ,[૧]
જો હું હો પ્રભુ, જો હું તુમ સાથે મિલ્યોજી;
સુરમણિ હો પ્રભુ, સુરમણિ પામ્યો હત્થ,
આંગણે હો પ્રભુ, આંગણે મુજ સુરતરુ ફલ્યોજી.
જાગ્યા હો પ્રભુ, જાગ્યા પુણ્ય અંકુર,
માગ્યા હો પ્રભુ, મુહ માગ્યા પાસા ઢલ્યાજી;
વૂઠ્યા હો પ્રભુ, વૂઠ્યા અમીરસ મેહ,
નાઠા હો પ્રભુ, નાઠા અશુભ શુભ દિન વલ્યાજી. ૩
ભૂખ્યાં હો પ્રભુ, ભૂખ્યા મલ્યા ઘૃતપૂર,
તરસ્યાં હો પ્રભુ, તરસ્યા દિવ્ય ઉદક મિલ્યાંજી;
થાક્યા હો પ્રભુ, થાક્યાં મિલ્યાં સુખપાલ,
ચંહતા હો પ્રભુ, ચાહતાં સજ્જન હેજે હલ્યાજી ૪
દીવો હો પ્રભુ, દીવો નિશા, વન, ગેહ,
સાખી હો પ્રભુ, સાખી[૨] થલે[૩] જલનૌકા[૪] મલિજી;
કલિયુગે હો પ્રભુ, કલિયુગે દુલ્લહો મુજ,
દરિશણ હો પ્રભુ, દરિશણ લહ્યું આશા ફળીજી. ૫

---

૧ કૃતાર્થ. ૨ આમ્રવૃક્ષ ૩. મરુભૂમિમાં. ૪ પાઠાંતર. સાથી હો પ્રભુ સાથી થલે જળનૌકા મિલીજી

વાચક હો પ્રભુ, વાચક યશ તુમ દાસ,
 વિનવે હો પ્રભુ, વિનવે અભિનંદન સુણોજી;
[1]કઇયે હો પ્રભુ, કઈયે મ દેશો છેહ,
 દેજો હો પ્રભુ, દેજો સુખ દરિશણ તણોજી. ૬

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

આછેલાલની એ દેશી.

અકલ કળા અવિરૂદ્ધ, ધ્યાન ધરે પ્રતિબુદ્ધ,
 આછેલાલ અભિનંદન જિનચંદનાજી;
રોમાંચિત થઇ દેહ પ્રગટયો પૂરણ નેહ,
 આ૦ ચંદ્ર જયું વન અરવિંદનાજી. ૧
એક ખીણ મન રંગ, પરમપુરુષને સંગ,
 આ૦ પ્રાપ્તિ હોવે સો પામીએજી;
સુગુણ–સલૂણી ગોઠ, જિમ સાકર ભરી પોઠ,
 આ૦ વિણ દામે વિવસાઇએજી. ૨
સ્વામી, ગુણમણિ તુજ, નિવસો મનડે મુજ,
 આ૦ પણ કંઇ ચે ખટકે નહિજી;
જિમ રજ નયણે વિલગ્ગ, નીર ઝરે નિરવ્ગગ,
 આ૦ પણ પ્રતિબિંબ રહે સંસહીજી. ૩
મેં જાણ્યા કંઇ લક્ષ, તારક ભોલે પ્રત્યક્ષ,
 આ૦ પણ કો સાચ નાવ્યો વગેજી;
મુજ બહુ મૈત્રી દેખ, પ્રભુ કાં મૂકો ઉવેખ,
 આ૦ આતુર જન બહુ ઓલગેજી. ૪

---

૧ પાઠાંતર, કહીએ

જગ જોતાં જગનાથ, જિમતિમ આવ્યા છો હાથ,
આ૦ પણ હવે રખે કુમયા[1] કરોજી;
બીજા સ્વારથી દેવ, તું પરમારથ દેવ,
આ૦ પામ્યો હવે હું પટંતરોજી. ૫
તેં તાર્યા કંઇ ક્રોડ, તો મુજથી શી હોડ,
આ૦ મેં એવડો શો અલેહણોજી[2] ?
મુજ અરદાસ અનંત-ભવની છે ભગવંન,
આ૦ જાણુને શું કહેવું ઘણુંજી. ૬
સેવા ફળ દ્યો આજ, ભોળવો કાં મહારાજ,
આ૦ ભૂખ ન ભાંગે ભામણેજી;
રૂપવિબુધ સુપસાય, મોહન એ જિનરાય,
આ૦ ભૂખ્યો ઉમાહે ઘણોજી. ૭

---

## (૫) શ્રી સુમતિનાથસ્વામી

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ વસંત તથા કેદારો.

સુમતિચરણકજ આતમ અરપણા
દરપણ જિમ અવિકાર, સુજ્ઞાની;
મતિતરપણ બહુ સમ્મત જાણીએ,
પરિસરપણ સુવિચાર સુજ્ઞાની, સુમતિ૦ ૧

---

૧. અવકૃપા ૨ મારું એટલું બધું અલેણું શું કે ક્રોડોને તાર્યા ને મને તારતા નથી ?

ત્રિવિધ સકલ તનુધરગત આતમા,
બહિરાતમ ધુરિ ભેદ, સુજ્ઞાની;
બીજો અંતર આતમ તીસરો,
પરમાતમ અવિચ્છેદ, સુ૦ સુમતિ૦ ૨

આતમબુદ્ધે હો કાયાદિકે ગ્રહ્યો,
બહિરાતમ અઘરૂપ, સુજ્ઞાની;
કાયાદિકનો હો સાખીધર રહ્યો,
અંતર આતમરૂપ, સુ૦ સુમતિ૦ ૩

જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો
વર્જિત સકળ ઉપાધિ, સુજ્ઞાની,
અતીંદ્રિય ગુણગણમણિઆગરુ,
એમ પરમાતમ સાધ સુ૦ સુમતિ૦ ૪

બહિરાતમ તજી અંતર આતમા-
રૂપ થઈ થિર ભાવ, સુજ્ઞાની;
પરમાતમનું હો આતમ ભાવવું,
આતમઅર્પણ-દાવ, સુ૦ સુમતિ૦ ૫

આતમ-અર્પણ વસ્તુ વિચારતાં,
ભરમ ટળે મતિદોષ, સુજ્ઞાની;
પરમ પદારથ સંપત્તિ સંપજે,
આનંદઘન રસ પોષ, સુ૦ સુમતિ૦ ૬

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

દેશી કડખાની.

અહો શ્રી સુમતિ જિન શુદ્ધતા તાહરી,
સ્વગુણપર્યાય પરિણામરામી;
નિત્યતા એકતા અસ્તિતા ઇતરયુત,
ભોગ્ય ભોગી થકો પ્રભુ અકામી. અહો૦ ૧
ઉપજે વ્યય લહે તહવિ તેહવો રહે,
ગુણ પ્રમુખ બહુલતા તહવિ પિંડી,
આત્મભાવે રહે અપરતા નવિ ગ્રહે,
લોકપ્રદેશમિત પણ અખંડી. અહો૦ ૨
કાર્ય કારણપણે પરિણમે તહવિ ધ્રુવ,
કાર્યભેદે કરે પણ અભેદી;
કર્તૃતા પરિણમે નવ્યતા નવિ રમે,
સકલ વેત્તા થકો પણ અવેદી. અહો૦ ૩
શુદ્ધતા બુદ્ધતા દેવ પરમાત્મતા,
સહજ નિજભાવ ભોગી અયોગી;
સ્વપર ઉપયોગી તાદાત્મ્ય સત્તારસી,
શક્તિ પ્રયુંજતો ન પ્રયોગી. અહો૦ ૪
વસ્તુ નિજ પરિણતે સર્વ પરિણામકી,
એટલે કોઈ પ્રભુતા ન પામે;
કરે જાણે રમે અનુભવે તે પ્રભુ,
તત્ત્વ સ્વામિત્વ શુચિ તત્ત્વ–ધામે. અહો૦ ૫
જીવ નવિ પુગ્ગલી, નૈવ પુગ્ગલ કદા,
પુગ્ગલાધાર નહિ તાસરંગી;

પરતણો ઈશ નહીં અપર ઐશ્વર્યતા,
વસ્તુધર્મે કદા ન પરસંગી. અહો૦ ૬
સંગ્રહે નહીં આપે નહીં પરભણી,
નવિ કરે આદરે ન પર રાખે;
શુદ્ધ સ્યાદ્વાદ નિજ ભાવ ભોગી જિકે,
તેહ પરભાવને કેમ ચાખે! અહો૦ ૭
તાહરી શુદ્ધતા ભાસ આશ્ચર્યથી,
ઉપજે રુચિ તેણે તત્ત્વ ઈહે;
તત્ત્વરંગી થયો દોષથી ઊભગ્યો,
દોષ ત્યાગે ઢલે તત્ત્વ લીહે. અહો૦ ૮
શુદ્ધ માર્ગે વધ્યો સાધ્ય સાધન સધ્યો,
સ્વામી પ્રતિછંદે સત્તા આરાધે,
આત્મનિષ્પત્તિ તિમ સાધના નવિ ટકે,
વસ્તુ ઉત્સર્ગ આતમ સમાધે. અહો૦ ૯
માહરી શુદ્ધ સત્તાતણી પૂર્ણતા,
તેહનો હેતુ પ્રભુ તુંહિ સાચો;
દેવચંદ્રે સ્તવ્યો મુનિગણે અનુભવ્યો,
તત્ત્વ ભકતે ભવિક સકલ રાચો. અહો૦ ૧૦

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

ઝાંઝરિયા મુનિવર—એ દેશી

સુમતિનાથ ગુણશું મિલીજી,
વાધે મુજ મન પ્રીતિ;

તેલબિંદુ જિમ વિસ્તરેજી,
જલ માંહે ભલી રીતિ; ૧
સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ.

સજ્જનશું જે પ્રીતડીજી,
છાની તે ન રખાય;
પરિમલ કસ્તુરી તણોજી, ૨
મહીમાંહે મહકાય. સોભાગી૦

આંગળીએ નવિ મેરુ ઢંકાયે,
છાબડિયે રવિતેજ;
અંજલિમાં જિમ ગંગ ન માયે, ૩
મુજ મન તિમ પ્રભુહેજ. સોભાગી૦

હુઓ છિપે નહિ અધર[1] અરુણ[2] જિમ,
ખાતાં પાન સુરંગ;
પીવત ભરભર પ્રભુગુણ પ્યાલા, ૪
તિમ મુજ પ્રેમ અભંગ. સોભાગી૦

ઢાંકી ઈક્ષુ પરાળશુંજી,[4]
ન રહે લહિ વિસ્તાર;
વાચક યશ કહે પ્રભુતણોજી, ૫
તિમ મુજ પ્રેમપ્રકાર. સોભાગી૦

---

૧ નીચલો હોઠ. ૨ લાલ ૩ શેરડી ૪. ઘાસથી

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

વારી હું ઉદયપુર તણે—એ દેશી.

પ્રભુજીશું બાંધી પ્રીતડી,
એ તો જીવન જગદાધાર સનેહી;
સાચો તે સાહિબ સાંભરે,
ખીણ માંહે કોટિકવાર સનેહી.
વારી હું સુમતિ જિણંદને. ૧
પ્રભુ થોડાબોલો ને નિપુણ ઘણો,
એ તો કાજ અનંત કરનાર, સનેહી,
ઓલગ જેહની જેવડી,
ફળ તેહવો તસ દેનાર, સ૦ વા૦ ૨
પ્રભુ અતિ ધીરો લાજે ભર્યો,
જિમ સિંચ્યો સુકૃતમાળ, સનેહી,
એકણ કરુણાની લહેરમાં,
સુનિવાજે કરે નિહાલ, સ૦ વા૦ ૩
પ્રભુ ભવસ્થિતિ પાકે ભક્તને,
કોઇ કહે કીન રે પસાય, સનેહી,
ઋતુ વિના કહો કેમ તરુવરે,
ફળ પાકીને સુંદર થાય? સ૦ વા૦ ૪
અતિ ભૂખ્યો પણ શું કરે,
કાંઇ બીહું હાથે ન જમાય, સનેહી;
દાસતણી ઉતાવળે,
પ્રભુ કીણવિધ રીઝયો જાય, સ૦ વા૦ ૫

પ્રભુ લક્ષિત હોય તો લાભીએ,
મન માન્યા તો મહારાજ, સનેહી;
ફળ તો સેવાથી સંપજે,
વિણ ખણેય ન ભાજે ખાજ, સ૦ વા૦ ૬
પ્રભુ વિસાર્યા નહિ વિસરે,
સામો અધિક હોવે છે નેહ, સનેહી;
મોહન કહે કવિ રૂપનો,
મુજ વહાલો છે જિનવર એહ સ૦ વા૦ ૭

---

## (૬) શ્રી પદ્મપ્રભસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ મારુ તથા સિંધુઓ

ચાંદલિયા સંદેશો કહેજે મારા કંથને રે—એ દેશી

પદ્મપ્રભ જિન તુજ-મુજ આતરુ રે, કિમ ભાંજે ભગવંત ?
કર્મ વિપાકે હો કારણ જોઇને રે, કોઇ કહે મતિમંત પદ્મપ્રભ૦ ૧
પયઈ ઠિઈ અણુભાગ પ્રદેશથી રે, મૂલ ઉત્તર બહુ ભેદ;
ઘાતી અઘાતી હો બંધોદય ઉદીરણા રે, સત્તાકર્મ વિચ્છેદ.
પદ્મપ્રભ૦ ૨
કનકોપલવત પયડિ પુરુષ તણી રે, જોડી અનાદિ સ્વભાવ;
અન્ય સંજોગી જિહાં લગે આતમા રે, સંસારી કહેવાય
પદ્મપ્રભ૦ ૩
કારણ જોગે હો બંધે બંધને રે, કારણ મુક્તિ મુકાય,
આશ્રવ સંવર નામ અનુક્રમે રે, હેય ઉપાદેય સુણાય.
પદ્મપ્રભ૦ ૪

ચુંજન કરણે હો અંતર તુજ પડચો રે, ગુણ કરણે કરી ભંગ;
ગ્રંથ ઉક્તે કરી પંડિત જન કહ્યો રે, અંતર ભંગ સુઅંગ.
પદ્મપ્રભ૦ ૫

તુજ મુજ અંતર અંતર ભાંજશે રે, વાજશે મંગલ તૂર,
જીવ સરોવર અતિશય વાધશે રે, આનંદઘનરસપૂર.
પદ્મપ્રભ૦ ૬

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

હું તુજ આગળ શું કહું કેશરિયાલાલ—એ દેશી.

શ્રી પદ્મપ્રભ જિન ગુણનિધિ રે, લાલ,
જગતારક જગદીશ રે; વાલ્હેસર,
જિન ઉપગાર થકી લહે રે લાલ,
ભવિજન સિદ્ધિ જગીશ રે. વાલ્હેસર. ૧

તુજ દરિશણ મુજ વાલહું રે લાલ,
દરિશણ શુદ્ધ પવિત્ત રે; વા૦
દરિશણ શબ્દનયે કરેરે લાલ,
સંગ્રહ એવંભૂત રે. વા૦ તુ૦ ૨

બીજે વૃક્ષ અનંતતા રે લાલ,
પસરે ભૂજલયોગ રે; વા૦
તિમ મુજ આતમસંપદા રે લાલ,
પ્રગટે પ્રભુ સયોગ રે. વા૦ તુ૦ ૩

---

કર્મ પ્રકૃતિ અને જીવ

જગતજંતુ કારજ રુચિ રે લાલ,
સાધે ઉદયે ભાણુ રે; વા૦
ચિદાનંદ સુવિલાસતા રે લાલ,
વાધે જિનવર ઝાણુ રે. વા૦ તુ૦ ૪

લબ્ધિ સિદ્ધિ મંત્રાક્ષરે રે લાલ,
ઊપજે સાધન સંગ રે; વા૦
સહજ અધ્યાતમ તત્ત્વતા રે લાલ,
પ્રગટે તત્ત્વીરંગ રે. વા૦ તુ૦ ૫

લોહ ધાતુ કંચન હુવે રે લાલ,
પારસફરસન પામિ રે; વા૦
પ્રગટે અધ્યાતમદશા રે લાલ;
વ્યક્ત ગુણી-ગુણગ્રામ રે. વા૦ તુ૦ ૬

આત્મસિદ્ધિકારજ ભણી રે લાલ,
સહજ નિયામકહેતુ રે; વા૦
નામાદિક જિનરાજનાં રે લાલ,
ભવસાગરમાંહે સેતુ રે. વા૦ તુ૦ ૭

સ્થંભન ઇંદ્રિયયોગનો રે લાલ,
રક્ત વરણ ગુણ રાય રે; વા૦
દેવચંદ્ર વૃંદે સ્તવ્યો રે લાલ,
આપ અવર્ણ અકાય રે. વા૦ તુ૦ ૮

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

સહજસલુણા હો સાધુજી—એ દેશી.

પદ્મપ્રભ જિન જઇ અલગા વસ્યા, જિહાંથી નાવે લેખોજી,
કાગળ ને મષિ જિહાં નવિ સંપજે, ન ચલે વાટ વિશેષોજી;
સુગુણ સનેહા રે કદિય ન વિસરે. ૧
ઈહાંથી તિહાં જઇ કોઈ આવે નહીં, જેહ કહે સંદેશોજી;
જેહનું મિલવું રે દોહિલું, તેહશું નેહ તે આપ કિલેશોજી. સુ૦ ૨
વીતરાગશું રે રાગ તે એક પખો, કીજે કવણ પ્રકારોજી;
ઘોડો દોડે રે સાહેબ વાજમાં[1], મન નાણે[2] અસવારોજી. સુ૦ ૩
સાચી ભક્તિ રે ભાવન રસ કહ્યો, રસ હોય તિહાં દોય રીઝેજી;
હોડાહોડે રે બિહુ રસરીઝથી, મનના મનોરથ સીઝેજી. સુ૦ ૪
પણ ગુણવંતા રે ગોઠે ગાજિયે, મોટા તે વિશ્રામજી;
વાચક યશ કહે એહજ આશરે, સુખ લહું ઠામોઠામજી. સુ૦ ૫

---

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

ઢોલામારુ ઘડી એક કર હો ઝીંકાદ હો—એ દેશી.

પરમ રસ ભીનો મ્હારો, નિપુણ નગીનો માહરો, સાહિબો;
પ્રભુ મોરા પદ્મ પ્રભુ પ્રાણાધાર હો; જ્યોતિરમા આલિંગીને,
પ્રભુ મોરા અછક છક્યો દિનરાત હો; ઓલગ પણ નવિ સાંભળે,
પ્રભુ મોરા તો શી દરિશણ વાત હો. ૫૦ નિ૦ ૧
નિરભય પદ પામ્યા પછે, પ્ર૦ જાણીએ નવિ હોવે તેહ હો;
તો નેહ જાણે આગળે, પ્ર૦ અલગા તે નિઃસનેહ હો. ૫૦ નિ૦ ૨

---

૧. લગામ અનુસાર. પાઠાન્તર કાજમાં. ૨. ન લાવે

પદ લેતાં તો લહ્યા વિભુ, પ્ર૦ પણ નિજ નિજ દ્રવ્ય કહાય હો;
અમે સુદ્રવ્ય સુગુણુ ઘણું, પ્ર૦ સહિતો તિણે શરમાયહો ૫૦ નિ૦ ૩
તિહા રહ્યા કરુણા નયનથી, પ્ર૦ જોતાં શું ઓછું થાય હો ?
જિહાતિહાજિનલાવણ્યતા, પ્ર૦ દેહલી-દીપકન્યાયહો. ૫૦ નિ૦ ૪
જો પ્રભુતા અમે પામતા, પ્ર૦ કહેવું ન પડે તો એમ હો;
જોદેશોતોજાણું અમે, પ્ર,૦ હરિશણુ હલિદ્રતાકેમ હો.? ૫૦ નિ૦ ૫
હાથે તો નાવી શકયો પ્ર૦ ન કરો કોઈનો વિશ્વાસ હો;
પણ ભોળવીએ જો ભક્તિથી, પ્ર૦ કહેજો તો શાબાશ હો. ૫૦ નિ૦ ૬
કમળલંછન કીધી મયા, પ્ર૦ ગુનાહ કરી બગસીસ હો;
રૂપ વિબુધનોમોહનભણી, પ્ર૦ પૂરજોસકલ જગીશ હો ૫૦ નિ૦ ૭

## (૭) શ્રી સુપાર્શ્વનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ સારંગ તથા મલ્હાર લલનાની—એ દેશી

શ્રી સુપાસ જિન વંદિયે, સુખસંપત્તિનો હેતુ; લલના;
શાંત સુધારસ જલનિધિ, ભવસાગર માંહે સેતુ લલના શ્રી સુ૦ ૧
સાત મહાભય ટાળતો, સપ્તમ જિનવર દેવ; લ૦
સાવધાન મનસા કરી, ધારો જિનપદ સેવ લ૦ શ્રી સુ૦ ૨
શિવશંકર જગદીશ્વરુ, ચિદાનંદ ભગવાન; લ૦
જિનઅરિહા તિર્થંકરુ, જ્યોતિ સ્વરૂપ અસમાન. લ૦ શ્રી સુ૦ ૩
અલખ નિરંજન વચ્છલુ, સકલ જંતુ-વિશરામ; લ૦
અભયદાન દાતા સદા, પૂરણ આતમરામ લ૦ શ્રી સુ૦ ૪
વીતરાગ મદ કલ્પના, રતિ અરતિ ભય શોગ; લ૦
નિદ્રા તંદ્રા દુરદશા, રહિત અબાધિત યોગ. લ૦ શ્રી સુ૦ ૫

પરમ પુરુષ પરમાતમા, પરમેશ્વર પરધાન; લ૦
પરમ પદારથ પરમેષ્ઠિ પરમદેવ પરમાન્ન. લ૦ શ્રી સુ૦ ૬
વિધિ વિરંચી વિશ્વંભરુ, હૃષીકેશ જગનાથ; લ૦
અઘહર અઘમોચન ધણી, મુક્તિપરમપદ સાથ. લ૦ શ્રી સુ૦ ૭
એમ અનેક અભિધા ધરે, અનુભવગમ્ય વિચાર; લ૦
જેહ જાણે તેહને કરે, આનંદઘન અવતાર લ૦ શ્રી સુ૦ ૮

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

હે સુંદર! તપ સરિખો જગ કો નહીં-એ દેશી.

શ્રી સુપાસ આનંદમેં, ગુણ અનંતનો કંદ હો; જિનજી;
જ્ઞાનાનંદે પૂરણો, પવિત્ર ચારિત્રાનંદ હો જિ૦ શ્રી સુપાસ૦ ૧
સંરક્ષણ વિણ નાથ છો, દ્રવ્ય વિના ધનવંત હો; જિ૦
કર્તાપદ કિરિયા વિના, સંત અજેય અનંત હો. જિ૦ શ્રી સુ૦ ૨
અગમ અગોચર અમર તું. અવ્યય ઋદ્ધિ સમૂહ હો; જિ૦
વર્ણ ગંધરસ ફરસવિણુ, નિજ ભોક્તા ગુણ વ્યૂહ હો જિ૦ શ્રી સુ૦ ૩
અક્ષય દાન અચિંતના, લાભ અયત્ને ભોગ હો; જિ૦
વીર્ય શક્તિ અપ્રયાસતા, શુદ્ધ સ્વગુણ-ઉપભોગ હો જિ૦ શ્રી સુ૦ ૪
એકાંતિક આત્યંતિકો, સહજ અકૃત સ્વાધીન હો; જિ૦
નિરુપચરિતનિર્દ્વંદ્વ સુખ, અન્ય અહેતુક[૧] પીન હો. જિ૦ શ્રી સુ૦ ૫
એક પ્રદેશે તાહરે, અવ્યાબાધ સમાય હો; જિ૦
તસુ પર્યાય અવિભાગતા, સર્વાકાશ ન માય હો. જિ૦ શ્રી સુ૦ ૬

૧ પુષ્ટ. ૨. સ્વાભાવિક.

એમ અનંત ગુણનો ધણી, ગુણ-ગણનો આનંદ હો, જિ૦
ભોગ રમણ આસ્વાદયુત, પ્રભુ તું પરમાનંદ હો. જિ૦ શ્રી સુ૦ ૭
અવ્યાબાધ રુચિ થઈ સાધે અવ્યાબાધ હો, જિ૦
દેવચંદ્ર પદ તે લહે, પરમાનંદ સમાધ હો. જિ૦ શ્રી સુ૦ ૮

---

### શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

લાછલદે માત મલાર-એ દેશી

શ્રી સુપાર્શ્વ જિનરાજ; તું ત્રિભુવનશિરતાજ;
આજ હો છાજે રે ઠકુરાઈ, પ્રભુ તુજ પદ તણીજી. ૧
દિવ્ય ધ્વનિ સુર ફૂલ, ચામર છત્ર અમૂલ;
આજ હો રાજે રે ભામંડલ, ગાજે દુંદુભિજી. ૨
અતિશય સહજના ચાર, કર્મ ખપ્યાથી અગ્યાર;
આજ હો કીધા રે ઓગણીશે, સુરગણ ભાસુરેજી. ૩
વાણીગુણ પાત્રીશ, પ્રતિહારજ જગદીશ;
આજહો રાજે રે દીવાજે, છાજે આઠશુંજી. ૪
સિંહાસન અશોક, બેઠા મોહે લોક;
આજ હો સ્વામી રે શિવગામી, વાચક યશ થુણ્યોજી. ૫

---

### શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

ઝીણા મારની હરહલડી—એ દેશી.

વહાલા મેહ બપિયડા, અહિકુલને મૃગકુલને,
તિમ વળી નાદે વાહ્યા હો રાજ;
મધુકરને નવમલ્લિકા, તિમ મુજને ઘણી વહાલી,
સાતમા જિનની સેવા હો રાજ ૧

અન્યઉત્થિક સુર છે ઘણા, પણ મુજ મનડું તેહથી,
નાવે એકણુ રાગે હો રાજ,
રાચ્યો હું રૂપાતીતથી, કારણ મનમાન્યાનું,
શું કાંઇ આપો હાથે હો રાજ. સા૦ ૨
મૂળની ભકતે રીઝશે, નહિ તો અવરની રીતે,
કયારે પણ નવિ ખીજે હો રાજ;
ઓલગડી મોઘી થશે, કંબલ હોવે ભારી,
જિમજિમ જલથી ભીંજે હો રાજ. સા૦ ૩
મનથી નિરાજસ નહિ કરે, તો કર ગ્રહીને લીજે,
આવશે તે લેખે હો રાજ;
મોટાને કહેવું કીશ્યુ, પગઢોડી અનુચરની,
અંતરજામી દેખે હો રાજ. સા૦ ૪
એહથી શું અધિકોય છે, આવી મનડે વસીઓ,
સાચો સુગુણ સનેહી હો રાજ;
જે વશ હોશે આપને, તેહને માગ્યુ દેતા,
અજર[1] રહે કહો કેહી હો રાજ. સા૦ ૫
અતિ પરચો વિરચે નહિ, નિત નિત નવલો નવલો,
પ્રભુજી મુજથી ભાસે હો રાજ;
એ પ્રભુતા એ નિપુણતા, પરમપુરુષ જે જેહવી,
કિહાંથી કોઈ પાસે હો રાજ. સા૦ ૬
ભીનો પરમ મહારસે, માહરો નાથ નગીનો,
તેહને તે કુણ નિંદે હો રાજ;
સમકિત દૃઢતા કારણે, રૂપવિબુધનો મોહન,
સ્વામી સુપાસને વંદે હો રાજ. સા૦ ૭

---

૧. અન્યતીર્થી હરિહરાદિક દેવો

## (૮) શ્રી ચંદ્રપ્રભસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ કેદારો તથા ગોડી.

કુમરી રોવે આક્રંદ કરે, મુને કોઈ મુકાવે—એ દેશી.

દેખણ દે રે સખિ, મુને દેખણ દે, ચંદ્રપ્રભ મુખચંદ, સખિ૦
ઉપશમ રસનો કંદ સ૦ સેવે સુર નર ઇંદ; સખિ૦
ગત કલિમલ દુઃખ દ્વંદ્વ સખિ૦ મુને૦ ૧

સુહમ નિગોદે ન દેખિયો સખિ૦ બાદર અતિહી વિશેષ સ૦
પુઢવી આઉ ન લેખિયો સ૦ તેઉ વાઉ ન લેશ સ૦ મુ૦ ૨

વનસ્પતિ અતિ ઘણ દિહા સ૦ દીઠો નહીય દીદાર સ૦
બિતિ ચઉરિંદી જલ લિહા સ૦ ગતિ સન્નિ પણ ધાર સ૦ મુ૦ ૩

સુર તિરિ નિરય નિવાસમાં સ૦ મનુજ અનારજ સાથ સ૦
અપજ્જતા પ્રતિભાસમાં સ૦ ચતુર ન ચઢિયો હાથ સ૦ મુ૦ ૪

એમ અનેક થલ જાણિયે સ૦ દરિશણ વિણ જિનદેવ સ૦
આગમથી મતિ આણિયે સ૦ કીજે નિર્મલ સેવ સ૦ મુ૦ ૫

નિર્મલ સાધુ ભગતિ લહી સ૦ યોગ અવંચક હોય સ૦
કિરિયા અવંચક તિમ સહી સ૦ ફલ અવંચક જોય સ૦ મુ૦ ૬

પ્રેરક અવસર જિનવરુ સ૦ મોહનીય ક્ષય જાય સ૦
કામિતપૂરણ સુરતરુ સ૦ આનંદઘન પ્રભુ પાય સ૦ ૭

---

૧. નિર્ધન.

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

શ્રી શ્રેયાંસ જિન અંતરજામી—એ દેશી.

શ્રી ચંદ્રપ્રભ જિનપદ-સેવા, હેવાએ જે હલિયાજી;
આતમગુણ અનુભવથી મલિયા, તે ભવ ભયથી ટલિયાજી.
શ્રી ચંદ્રપ્રભ૦ ૧
દ્રવ્યસેવ વંદન નમનાદિક, અર્ચન વલી ગુણ ગ્રામોજી;
ભાવ અભેદ થવાની ઈહા, પરભાવે નિષ્કામોજી શ્રી૦ ૨
ભાવસેવ અપવાદે નૈગમ, પ્રભુ-ગુણને સંકલ્પેજી;
સંગ્રહ સત્તા તુલ્યારોપે, ભેદાભેદ વિકલ્પેજી. શ્રી૦ ૩
વ્યવહારે બહુમાન જ્ઞાન નિજ, ચરણે જિન ગુણ રમણાજી;
પ્રભુગુણ આલંબી પરિણામે, ઋજુ પદ ધ્યાન સ્મરણાજી શ્રી૦ ૪
શબ્દે શુકલ ધ્યાનારોહણ, સમભિરૂઢ ગુણ દશમેજી;
બીએ શુકલ અવિકલ્પ એકત્વે, એવંભૂત તે અમમેજી. શ્રી૦ ૫
ઉત્સર્ગે સમકિત ગુણ પ્રગટ્યો, નૈગમ પ્રભુતા અંશેજી;
સંગ્રહ આતમ સત્તાલંબી, મુનિપદ ભાવ પ્રશંસેજી. શ્રી૦ ૬
ઋજુસૂત્રે જે શ્રેણી પદસ્થે, આત્મ-શક્તિ પ્રકાશેજી;
યથાખ્યાત પદ શબ્દ સ્વરૂપે, શુદ્ધ ધર્મ ઉલ્લાસેજી. શ્રી૦ ૭
ભાવ સયોગી અયોગી શૈલેશે, અંતિમ દુગ નય જાણોજી;
સાધનતાએ નિજ ગુણવ્યક્તિ, તેહ સેવના વખાણોજી. શ્રી૦ ૮
કારણ ભાવ તેહ અપવાદે, કાર્યરૂપ ઉત્સર્ગેજી;
આત્મભાવ તે ભાવ દ્રવ્ય પદ, બાહ્ય પ્રવૃત્તિ નિસર્ગેજી. શ્રી૦ ૯
કારણ ભાવ પરંપર સેવન, પ્રગટે કારજ ભાવોજી;
કારજ સિદ્ધે કારણતા વ્યય, શુચિ પરિણામિક ભાવોજી શ્રી. ૧૦

પરમ ગુણી સેવન તન્મયતા, નિશ્ચય ધ્યાને ધ્યાવેજી;
શુદ્ધાતમ અનુભવ આસ્વાદી, દેવચંદ્ર પદ પાવેજી. શ્રી૦ ૧૧

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

ધનરા ઢોલા—એ દેશી

ચંદ્રપ્રભ જિન સાહેબા રે, તુમે છો ચતુર સુજાણ; મનના માન્યા;
સેવા જાણો દાસની રે, દેશો ફળ નિર્વાણ, મનના માન્યા.
આવો આવો રે ચતુર સુખભોગી, કીજે વાત એકાંત-અભોગી;
ગુણ ગોઠે પ્રગટે પ્રેમ, મનના માન્યા. ૧
ઓછુંઅધિકું પણ કહે રે, આસંગાયત[1] જેહ; મ૦
આપે ફલ જે અણકહે રે, ગિરુઓ સાહેબ તેહ. મ૦ ૨
દીન કહ્યા વિણ દાનથી રે, દાતાની વાધે મામ; મ૦
જલ દીએ ચાતક ખીજવી રે, મેઘ હુઓ તિણે શ્યામ. મ૦ ૩
પીઉ પીઉ કરી તુમને જપું રે, હું ચાતક તુમે મેહ; મ૦
એક લહેરમાં દુઃખ હરો રે, વાધે બમણો નેહ. મ૦ ૪
મોડું વહેલું આપવું રે, તો શી ઢીલ કરાય ? મ૦;
વાચક યશ કહે જગધણી રે, તુમ તૂઠે સુખ થાય. મ૦ ૫

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

નંદ સલૂણા નંદનોરે લો—એ દેશી.

શ્રી શંકર ચંદ્રપ્રભુ રે લો,
તું ધ્યાતા જગનો વિભુ રે લો;
તિણે હું ઓલગે આવીઓ રે લો,
તુમે પણ મુજ મન ભાવીઓ રે લો. × ૧

૧. રાગી, પ્રેમી ×પાઠાન્તરઃ-તુમે પણ મુજને મયા કરી રે લો.

દીધી ચરણુની ચાકરી રે લો,
હું સેવું હરખે કરી રે લો;
સાહિબ સામું નિહાળજો રે લો,
ભવ સમુદ્રથી તારજો રે લો. ૨
અગણિતગુણ ગણુવા તણી રે લો,
મુજ મન હોંસ ધરે ઘણી રે લો;
જિમ નભને પામ્યા પખી રે લો,
દાખે બાળક કરથી લખી રે લો. ૩
જો જિન તું છે પાંશરો રે લો.
કરમતણો શો આશરો રે લો;
જો તુમે રાખશો ગોદમાં રે લો,
તો કિમ જાશું નિગોદમાં રે લો. ૪
જબ તાહરી કરુણા થઇ રે લો,
કુમતિ કુગતિ દૂરે ગઇ રે લો;
અધ્યાતમરવિ ઊગિયો રે લો,
પાપ તિમિર કીહાં પૂગિયો રે લો. ૫
તુજ મૂરતિ માયા જીસી રે લો,
ઉર્વશી થઈ ઉરે વસી રે લો;
રખે પ્રભુ ટાળો એક ઘડી રે લો,
નજરવાદળની છાંયડી રે લો. ૬
તાહરી ભક્તિ ભલી બની રે લો,
જિમ આષધિ સંજીવની રે લો;
તન મન આનંદ ઊપનો રે લો,
કહે મોહન કવિ રૂપનો રે લો. ૭

## (૯) શ્રી સુવિધિનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

શ્રી આનંદઘનજીકૃત સ્તવન. એમ ધન્નો ધણને પર ચાવે—એ દેશી.

રાગ કેદારો. એમ ધન્નો ધણને પર ચાવે—એ દેશી.

સુવિધિ જિણેસર પાય નમીને,
શુભ કરણી એમ કીજે રે;
અતિ ઘણો ઊલટ અંગ ધરીને,
પ્રહ ઊઠી પૂજીજે રે. સુવિધિ૦ ૧

દ્રવ્ય ભાવ શુચિ ભાવ ધરીને,
હરખે દેહરે જઈએ રે;
દહ[1] તિગ પણ[2] અહિગમ સાચવતાં,
એકમના ધુરિ થઈએ રે. સુ૦ ૨

કુસુમ ન્હવણ વર વાસ સુગંધો,
ધૂપ દીપ મન સાખી રે;
અંગ પૂજા પણ ભેદ સુણી એમ,
ગુરુમુખ આગમ ભાખી રે. સુ૦ ૩

એહનું ફલ દોય ભેદ સુણીજે,
અનંતર ને પરંપર રે;
આણાપાલણ ચિત્તપ્રસન્ની;
મુગતિ સુગતિ સુર મંદિર રે. સુ૦ ૪

ફૂલ અક્ષત વર ધૂપ પઈવો,
ગંધ નૈવેદ્ય ફલ જલ ભરી રે;
અંગ અગ્ર પૂજા મળી અડવિધ,
ભાવે ભવિક શુભગતિ વરી રે. સુ૦ ૫

---

૧. દશત્રિક. ૨. પાંચ અભિગમ.

સત્તર ભેદ એકવીસ પ્રકારે,
અઠોત્તર[1] શત ભેદે રે;
ભાવ પૂજા બહુવિધિ નિરધારી,
દોહગ દુર્ગતિ છેદે રે સુ૦ ૬
તુરિય[2] ભેદ પડિવત્તિ[3] પૂજા.
ઉપશમ ખીણ સયોગી રે;
ચઉહા પૂજા ઇમ ઉત્તરઝયણે,[4]
ભાખી કેવલ ભોગી રે. સુ૦ ૭
એમ પૂજા બહુ ભેદ સુણીને,
સુખદાયક શુભ કરણી રે;
ભવિક જીવ કરશે તે લેશે,
આનંદઘનપદ ધરણી રે. સુ૦ ૮

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

તારા મહેલા ઉપર મેહ, ઝબુકે વીજળી હો લાલ—એ દેશી

દીઠો સુવિધિ જિણંદ, સમાધિરસે ભર્યો હો લાલ, સ૦
ભાસ્યું આત્મસ્વરૂપ, અનાદિનો વિસર્યો હો લાલ; અ૦
સકલ વિભાવ ઉપાધિ, થકી મન ઓસર્યો હો લાલ, થ૦
સત્તા સાધન માર્ગ, ભણી એ સંચર્યો હો લાલ ભ૦ ૧
તુમપ્રભુ જાણંગ રીતિ, સરવ જગ દેખતા હો લાલ, સ૦
નિજ સત્તાએ શુદ્ધ, સહુને લેખતા હો લાલ; સ૦
પર પરિણતિ અદ્વેષ પણે ઉવેખતા હો લાલ, પ૦
ભોગ્યપણે નિજ શક્તિ, અનંત ગવેષતા હો લાલ. અ૦ ૨

૧. અષ્ટોત્તરી–૧૦૮ પ્રકારી. ૨. ચોથો ૩. પ્રતિપત્તિ. અંગીકાર ૪. ઉત્તરાધ્યયન સૂત્રમાં.

દાનાદિક નિજ ભાવ, હતા જે પરવશા હો લાલ, હ૦
તે નિજ સન્મુખ ભાવ, ગ્રહી લહી તુજ દશાહો લાલ, ગ્ર૦
પ્રભુનો અદ્‌ભુત યોગ, સ્વરૂપતણી રસા હો લાલ, સ્વ૦
વાસે ભાસે તાસ જાસ ગુણ તુજ જિસા હો લાલ. જા૦ ૩

મોહાદિકની ઘૂમિ, અનાદિની ઉતરે હો લાલ, અ૦
અમલ અખંડ અલિપ્ત, સ્વભાવજ સાંભરે હો લાલ; સ્વ૦
તત્ત્વ રમણ શુચિ ધ્યાન, ભણી જે આદરે હો લાલ, ભ૦
તે સમતારસ ધામ, સ્વામી મુદ્રા વરે હો લાલ. સ્વા૦ ૪

પ્રભુ છો ત્રિભુવનનાથ, દાસ હું તાહરો હો લાલ, દા૦
કરુણાનિધિ અભિલાષ, અછે મુજ એ ખરો હો લાલ; અ૦
આતમ વસ્તુ સ્વભાવ, સદા મુજ સાંભરો હો લાલ, સ૦
ભાસન વાસન એક, ચરણ ધ્યાને ધરો હો લાલ ચ૦ ૫

પ્રભુમુદ્રાને યોગ, પ્રભુ પ્રભુતા લખે હો લાલ, પ્ર૦
દ્રવ્ય તણે સાધર્મ્ય, સ્વસંપત્તિ ઓળખે હો લાલ; સ્વ૦
ઓળખતાં બહુ માન, સહિત રુચિ પણ વધે હો લાલ, સ૦
રુચિ અનયાયી વીર્ય, ચરણધારા સધે હો લાલ. ચ૦ ૬

ક્ષાયોપશમિક ગુણ સર્વ, થયા તુજ ગુણરસી હો લાલ. થ૦
સત્તા સાધન શક્તિ, વ્યક્તતા ઉલ્લસી હો લાલ; વ્ય૦
હવે સંપૂરણ સિદ્ધિ, તણી શી વાર છે હો લાલ, ત૦
દેવચંદ્ર જિનરાજ, જગત આધાર છે હો લાલ. જ૦ ૭

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

સુણ મેરી સજની રજની ન જાવે રે—એ દેશી

લઘુ પણ હું તુમ મન નવિ માવું રે,
જગગુરુ તુમને દિલમાં લાવું રે;
કુણને એ દીજે સાબાશી રે ?
કહો શ્રી સુવિધિ જિણંદ વિમાસી રે. લઘુ૦ ૧

મુજ મન અણુમાંહિ ભક્તિ છે ઝાઝી રે,
તેહ દરીનો[1] તું છે માજી રે;[2]
યોગી પણ જે વાત ન જાણે રે,
તેહ અચરિજ કુણથી હુઓ ટાણે રે. લઘુ૦ ૨

અથવા થિરમાંહી અથિર ન માવે રે,
મોટો ગજ દર્પણમાં આવે રે;
જેહને તેજે[3] બુદ્ધિ પ્રકાશી રે,
તેહને દીજે એ સાબાશી રે. લઘુ૦ ૩

ઉર્ધ્વમૂળ તરુવર અધ શાખા રે,
છંદપુરાણે એહવી છે ભાખા રે;
અચરિજ વાળે અચરિજ કીધું રે,
ભકને સેવક કારજ સીધું રે. લઘુ૦ ૪

લાડ કરી જે બાળક બોલે રે,
માતપિતા મન અમિયને તોલે રે;
શ્રી નયવિજય વિબુધનો શિષ્યો રે,
યશ કહે ઇમ જાણો જગદીશો રે લઘુ૦ ૫

---

૧. નાનું વહાણ ૨. ટંડેલ (કપ્તાન) આ બંગાલી ભાષાના શબ્દો છે, સંસ્કૃત ભાષામાં તો 'દરી'નો અર્થ ગુફા થાય છે ૩. જેના પ્રભાવથી.

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

મોતીડાની દેશી.

અરજ સુણો એક સુવિધિ જિણેસર,
પરમ કૃપાનિધિ તુમે પરમેસર;
સાહિબા સુજ્ઞાની જોવો તો,
વાત છે માન્યાની;
કહેવાઓ પંચમ ચરણના ધારી,
કિમ આદરી અશ્વની અસવારી? સા૦ ૧
છો ત્યાગી શિવવાસ વસો છો,
દશરથસુત રથે કિમ બેસો છો? સા૦
આગીપ્રમુખ પરિગ્રહમાં પડશો,
હરિહરાદિકને કિણવિધ નડશો? સા૦ ૨
ધુરથી સકલ સંસાર નિવાર્યો,
કિમ ફરી દેવદ્રવ્યાદિક ધાર્યો? સા૦
તજી સંજમને થાશો ગૃહવાસી,
કુણ આશાતના તજશે ચોરાશી? સા૦ ૩
સમકિત મિથ્યામતમા નિરંતર,
ઇમ કિમ ભાજશે પ્રભુજી અંતર? સા૦
લોક તો દેખશે તેહવું કહેશે,
ઇમ જિનતા તુમ કિણવિધ રહેશે? સા૦ ૪
પણ હવે શ અગતે મતિ પહોચી,
તેહથી મે જોયુ ઉંડું આલોચી. સા૦

ઇમ કીધે તુમ પ્રભુતાઈ ન ઘટે,
સામું ઇમ અનુભવ ગુણ પ્રગટે. સા૦ ૫
હય–ગય યદ્યપિ તું આરોપાએ,
તો પણ સિદ્ધપણું ન લોપાએ;
જિમ મુગટાદિક ભૂષણ કહેવાએ,
પણ કંચનની કંચનતા ન જાએ સા૦ ૬
ભક્તની * કરણી દોષ ન તુમને,
અઘટિત કહેવું અયુક્ત તે અમને; સા૦
લોપાએ નહિ તું કોઈથી સ્વામી,
મોહન વિજય કહે શિરનામી સા૦ ૭

---

## (૧૦)શ્રી શીતલનાથસ્વામી
### શ્રી આનંદઘનજીકૃત સ્તવન
#### રાગ ધન્યાસરિ ગોડી.

મંગલિક માલા ગુણહ વિશાલા—એ દેશી.

શીતલ જિનપતિ લલિત ત્રિભંગી, વિવિધ ભંગી મન મોહે રે;
કરુણા કોમલતા તીક્ષણતા, ઉદાસીનતા સોહે રે. શી૦ ૧
સર્વ જંતુ હિતકરણી કરુણા, કર્મવિદારણ તીક્ષણ રે;
હાનાદાન રહિત પરિણામી, ઉદાસીનતા વિક્ષણ રે શી૦ ૨

---

* એ બધી ભક્તજનોની કરણી છે, એમાં તમને કંઈ દોષ પ્રાપ્તિ થતી નથી

પરદુ:ખ છેદન ઇચ્છા કરુણા. તીક્ષણ પરદુ:ખ રીઝે રે;
ઉદાસીનતા ઉભય વિલક્ષણ, એક ઠામે કેમ સીઝે રે. શી૦ ૩
અભયદાન તે મલક્ષય કરુણા, તીક્ષણતા ગુણ ભાવે રે;
પ્રેરણવિણ કૃત ઉદાસીનતા, ઇમ વિરોધ મતિ નાવે રે. શી૦ ૪
શક્તિ વ્યક્તિ ત્રિભુવન પ્રભુતા, નિર્ગ્રંથતા સંયોગે રે;
યોગી ભોગી વક્તા મૌની, અનુપયોગી ઉપયોગે રે. શી૦ ૫
ઇત્યાદિક બહુભંગ, ત્રિભંગી, ચમત્કાર ચિત્ત દેતી રે;
અચરિજકારી ચિત્રવિચિત્રા, આનંદઘન પદ લેતી રે. શી૦ ૬

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

### આદર જીવ ક્ષમા ગુણ આદર—એ દેશી.

શીતલ જિનપતિ પ્રભુતા પ્રભુની, મુજથી કહિય ન જાયજી;
અનંતતા નિર્મલતા પૂર્ણતા, જ્ઞાન વિના ન જણાયજી. શી૦ ૧
ચરમ જલધિ જલ મિણે[1] અંજલિ, ગતિ જીપે અતિવાયજી;
સર્વ આકાશ ઓલંઘે ચરણે, પણ પ્રભુતા ન ગણાયજી. શી૦ ૨
સર્વ દ્રવ્ય પ્રદેશ અનંતા, તેહથી ગુણ પર્યાયજી;
તાસ વર્ગથી અનંત ગુણું પ્રભુ, કેવલજ્ઞાન કહાયજી શી૦ ૩
કેવલ દર્શન એમ અનંતું, ગ્રહે સામાન્ય સ્વભાવજી,
સ્વપર અનંતથી ચરણ અનંતું, સ્વરમણ સંવર ભાવજી શી૦ ૪
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ ગુણ, રાજનીતિ એ ચારજી;
ત્રાસ વિના જડ ચેતન પ્રભુની, કોઇ ન લોપે કારજી. શી૦ ૫

---

૧ માપે.

શુદ્ધાશય થિર પ્રભુ ઉપયોગે, જે સમરે તુજ નામજી;
અવ્યાબાધ અનંતું પામે, પરમ અમૃત સુખધામજી. શી૦ ૬
આણા ઇશ્વરતા નિર્ભયતા, નિર્વાંછકતા રૂપજી;
ભાવ સ્વાધીન તે અવ્યય રીતે, ઇમ અનંત ગુણભૂપજી. શી૦ ૭
અવ્યાબાધ સુખ નિર્મલ તે તો, કરણ જ્ઞાને ન જણાયજી;
તેહજ એહનો જાણંગ ભોક્તા, જે તુમ સમ ગુણરાયજી. શી૦ ૮
એમ અનંત દાનાદિક નિજ ગુણ, વચનાતીત પંડુરજી;
વાસન ભાસન ભાવે દુર્લભ, પ્રાપ્તિ તો અતિ દૂરજી શી૦ ૯
સકલ પ્રત્યક્ષપણે ત્રિભુવનગુરૂ, જાણું તુજ ગુણગ્રામજી;
બીજું કાંઇ ન માગું સ્વામી, એહિજ છે મુજ કામજી. શી૦ ૧૦
એમ અનંત પ્રભુતા સદ્દહતાં, અર્ચે જે પ્રભુરૂપજી;
દેવચંદ્ર પ્રભુતા તે પામે, પરમાનંદ સ્વરૂપજી. શી૦ ૧૧

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

શ્રી શીતલજિન ભેટિયે, કરી ભકતે ચોખું ચિત્ત હો;
તેહથી કહો છાનું કિશ્યું, જેહને સોપ્યા તન મન વિત્ત હો
શ્રી શી૦ ૧
દાયક નામે છે ઘણા, પણ તું સાયર[1] તે કૂપ હો;
તે બહુ ખજવા[2] તગતગે, તું દિનકર[3] તેજસ્વરૂપ હો. શ્રી૦ ૨
મોટો જાણી આદર્યો, દારિદ્ર ભાંજો જગતાત હો;
તું કરુણાવંત શિરોમણિ, હું કરુણાપાત્ર વિખ્યાત હો. શ્રી૦ ૩
અંતરજામી સવિ લહો, અમ મનની જે છે વાત હો;
મા આગળ મોસાળના, શા વરણવવા અવદાત[4] હો. શ્રી૦ ૪

* મોટા. ૧. સાગર. ૨. આગિયા. ૩ સૂર્ય. ૪. વૃત્તાંત, હકીકત.

જાણો તો તાણો કિશ્યું ? સેવા ફલ દીજે દેવ હો;
વાચક યશ કહે ઢીલની, એ ન ગમે મુજ મન ટેવ હો. શ્રી૦ ૫

---

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

ઘોડી તો આઈ તારા દેશમાં—એ દેશી.

શીતળ જિનવર સેવના સાહેબજી !
શીતળ જિમ શશિબિંબ હો સસનેહી,
મૂરતિ મારે મન વસી, સા૦
સાપુરીસાશું ગોઠડી સા૦ મોટો તે આલાલુંબ હો સ૦ ૧
ખીણ એક મુજને ન વિસરે, સા૦તુમગુણ પરમ અનંત હો; સ૦
દેવ અવરને શું કરું, સા૦ ભેટ થઇ ભગવંત હો. સ૦ ૨
તુમે છો મુગુટ ત્રિહું લોકના, સા૦ હું તુમ પગની ખેહ હો; સ૦
તુમેછોસઘન ઋતુ મેહુલો,સા૦હું પચ્છિમ દિશિ ત્રેહ હો. સ૦ ૩
નિરાગી પ્રભુ રીઝવું, સા૦ તે ગુણ નહિ મુજમાંહી હો; સ૦
ગુરુગુરુતા સાહસુ જુએ, સા૦ ગુરુતા ને મૂકે નાંહી હો સ૦ ૪
મોટાસેતી બરોબરી. સા૦ સેવક કિણવિધ થાય હો, સ૦
આસંગો કિમ કીજીએ, સા૦ તિહાં રહ્યા આલુંભાય હો સ૦ ૫
જગગુરુ કરુણાકીજીએ, સા૦ ન લખ્યો આભાર વિચાર હો; સ૦
મુજને રાજ, નિવાજશો, સા૦ તો કુણ વારણહાર હો. સ૦ ૬
ઓલગ અનુભવ ભાવથી સા૦ જાણો જાણ સુજાણ હો; સ૦
મોહન કહે કવિ રૂપનો, સા૦ જિનજી જીવન પ્રાણ હો. સ૦ ૭

---

# (૧૧) શ્રી શ્રેયાંસનાથસ્વામી.

## શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ ગોડી. અહો મતવાલે સાજના—એ દેશી.

શ્રી શ્રેયાંસજિન અંતરજામી, આતમરામી નામીરે;
અધ્યાતમ મત પૂરણ પામી, સહજ મુગતિ ગતિગામી રે. શ્રીશ્રે૦ ૧
સચલ સંસારી ઇંદ્રિયરામી, મુનિગુણ આતમરામી રે;
મુખ્યપણે જે આતમરામી, તે કેવલ નિઃકામીરે. શ્રી શ્રે૦ ૨
નિજ સ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહીએ રે;
જે કિરિયા કરી ચઉગતિ સાધે, તેન અધ્યાતમ કહીએ રે શ્રી શ્રે૦ ૩
નામ અધ્યાતમ, ઠવણ અધ્યાતમ, દ્રવ્ય અધ્યાતમ છંડો રે;
ભાવ અધ્યાતમ નિજ ગુણ સાધે, તો તેહશું રઢ મંડો રે. શ્રીશ્રે૦ ૪
શબ્દ અધ્યાતમ અરથ સુણીને, નિર્વિકલ્પ આદરજો રે;
શબ્દ અધ્યાતમ ભજના જાણી,હાણ ગ્રહણમતિધરજોરે. શ્રીશ્રે૦ ૫
અધ્યાતમ જે વસ્તુવિચારી, બીજા જાણ લબાસી રે;
વસ્તુ ગતે જે વસ્તુ પ્રકાશે આનંદઘન મતવાસી રે શ્રી શ્રે૦ ૬

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

પ્રાણી વાણી જિનતણી—એ દેશી.

શ્રી શ્રેયાંસ પ્રભુ તણો, અતિ અદ્ભુત સહજાનંદ રે;
ગુણ એકવિધ ત્રિક પરિણમ્યો, એમ ગુણ અનંતનો વૃંદ રે.
મુનિચંદ જિણંદ અમંદ દિણંદ પરે, નિત્ય દીપતો સુખકંદ રે. ૧

નિજ જ્ઞાને કરી જ્ઞેયનો જ્ઞાયક જ્ઞાતા પદ ઇશ રે;
દેખે નિજ દર્શન કરી, નિજ દશ્ય સામાન્ય જગીશ રે. મુ૦ ૨
નિજ રમ્યે રમણ કરો, પ્રભુ ચારિત્રે રમતા રામ રે;
ભોગ્ય અનંતને ભોગવો, ભોગે તેણે ભોક્તા સ્વામ રે મુ૦ ૩
દેય દાન નીત દીજતે, અતિ દાતા પ્રભુ સ્વયમેવ રે;
પાત્ર તુમ્હે નિજ શક્તિના, ગ્રાહક વ્યાપકમય દેવ રે. મુ૦ ૪
પરિણામિક કારજ તણો, કર્તા ગુણ કરણે નાથ રે;
અક્રિય અક્ષય સ્થિતિમયી, નિઃકલંક અનંતી આથરે[1]. મુ૦ ૫
પરિણામિક સત્તા તણો, આવિર્ભાવ[2] વિલાસ નિવાસ રે;
સહજ અકૃત્રિમ અપરાશ્રયી, નિર્વિકલ્પ ને નિ:પ્રયાસરે. મુ૦ ૬
પ્રભુપ્રભુતા સંભારતાં, ગાતા કરતા ગુણગ્રામ રે;
સેવક સાધનતા વરે, નિજ સંવર પરિણતિ પામ રે મુ૦ ૭
પ્રગટ તત્ત્વતા ધ્યાવતા, નિજ તત્ત્વનો ધ્યાતા થાય રે;
તત્ત્વરમણ એકાગ્રતા, પૂરણ તત્ત્વે એહ સમાય રે મુ૦ ૮
પ્રભુ દીઠે મુજ સાભરે, પરમાતમ પૂર્ણાનંદ રે,
દેવચંદ્ર જિનરાજના, નિત્ય વંદો પય અરવિંદ રે મુ૦ ૯

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

કર્મ ન છૂટે રે પ્રાણીયા—એ દેશી.

તુમે બહુમૈત્રી રે સાહેબા, મારે તો મન એક;
તુમ વિણ બીજો રે નવિ ગમે, એ મુજ મોટી રે ટેક
શ્રી શ્રેયાંસ કૃપા કરો ૧

૧ લક્ષ્મી ૨. પ્રગટ પ્રભાવ

મન રાખો તુમે સવિતણાં, પણ કિહાં એક મળી જાઓ;
લલચાવો લખ લોકને, સાથી [1]સહજ ન થાઓ. શ્રી૦ ૨
રાગ ભરે જન મન રહો, પણ તિહું કાલ વૈરાગ;
ચિત્ત તુમરા રે સમુદ્રનો, કોઇ ન પામે રે તાગ. શ્રી૦ ૩
એવા શું ચિત્ત મેળવ્યું, મેળવ્યું પહેલાં ન કાંઇ;
સેવક નિપટ[2] અબુઝ[3] છે, નિર્વહેશો[4] તુમે સાંઇ શ્રી૦ ૪
નિરાગી શું રે કિમ મિલે, પણ મળવાનો એકાંત;
વાચક યશ કહે મુજ મિલ્યો, ભક્તે[5] કામણ તંત. શ્રી૦ ૫

---

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

કંકણની દેશી.

શ્રેયાંસ જિન સુણો સાહિબા રે, જિનજી !
દાસતણી અરદાસ, દિલડે વસી રહ્યો;
દૂર રહ્યા જાણું નહિ રે, જિન૦ પ્રભુ તુમારે પાસ. દિ૦ ૧
હરિમૃગને જ્યું મધુરતા રે, જિન૦ મોરને પીંછકલાપ; દિ૦
દૂર રહ્યા જાણે નહીં રે. જિન૦ પ્રભુ તુમારે પાસ. દિ૦ ૨
જળથળ મહિયલ જોવતાં રે. જિ૦ ચિંતામણિ ચઢયો હાથ; દિ૦
ભિક્ષુપ શી હવે માહરે રે, જિ૦ નિરખ્યો નયણે નાથ દિ૦ ૩
ચરણે તેહને વિલગીએ રે, જિ૦ જેહથી સીઝે કામ; દિ૦
ફોગટ શું ફેરો તિહાં રે, જિ૦ પૂછે નહિ પણ નામ દિ૦ ૪
કુડો કલિયુગ છોડીને રે, જિ૦ આપ રહ્યા એકાંત; દિ૦
આપોપું રાખે ઘણા રે, જિ૦ પર રાખે તે સંત દિ૦ ૫

---

૧ સાથે રહેનાર. ૨. અત્યંત. ૩ અજાણ ૪. નિભાવશો ૫. ભક્તિવડે.

દેવ ઘણા મેં દેખિયા રે, જિ૦ આડંબર પટરાય; હિ૦
નિગમ નહિ પણ સોડથી રે, જિ૦ આઘા પસારે પાય હિ૦ ૬
સેવકને જો નિવાજીએ રે, જિ૦ તો તિહાં સ્થાને જાય; હિ૦
નિપટ નિરાગી હોવતા રે, જિ૦ સામીપણું કિમ થાય. હિ૦ ૭
મેં તો તુમને આદર્યો રે, જિ૦ ભાવે તું જાણ મ જાણ; હિ૦
રૂપવિજય કવિરાયનો રે, જિ૦ મોહન વચન પ્રમાણ હિ૦ ૮

---

## (૧૨) શ્રી વાસુપૂજ્યસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ ગોડી તથા પરજીયો.

તુંગિયાગિરિ શિખરે સોહે—એ દેશી

વાસુપૂજ્ય જિન ત્રિભુવન સ્વામી, ઘનનામી પરનામી રે;
નિરાકાર સાકાર સચેતન, કરમ કરમ ફલ કામી રે વાસુ૦ ૧
નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારો રે;
દર્શન જ્ઞાન દુભેદ ચેતના, વસ્તુ ગ્રહણ વ્યાપારો રે. વાસુ૦ ૨
કર્તા પરિણામી પરિણામો, કર્મ જે જીવે કરિયે રે;
એક અનેક રૂપ નય વાદે, નિયતે નર અનુસરિયે રે. વાસુ૦ ૩
દુઃખ સુખ રૂપ કરમ ફલ જાણો, નિશ્ચય એક આનંદો રે;
ચેતનતા પરિણામ ન ચૂકે, ચેતન કહે જિનચંદો રે. વાસુ૦ ૪
પરિણામી ચેતન પરિણામો જ્ઞાન કરમ ફલ ભાવી રે;
જ્ઞાન કરમ ફલ ચેતન કહીએ, લેજો તેહ મનાવી રે. વાસુ૦ ૫
આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મતિ સંગી રે. વાસુ૦ ૬

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

પંથડો નિહાળું રે બીજા જિન તણો રે—એ દેશી.

પૂજના તો કીજે રે બારમા જિનતણી રે,
જસુ પ્રગટયો પૂજ્ય સ્વભાવ;
પરકૃત પૂજા રે જે ઈચ્છે નહિ રે, સાધક કારજ દાવ. પૂજના૦ ૧
દ્રવ્યથી પૂજા રે કારણ ભાવનું રે, ભાવ પ્રશસ્ત ને શુદ્ધ;
પરમ ઇષ્ટ વલ્લભ ત્રિભુવનધણી રે, વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ પૂ૦ ૨
અતિશય મહિમા રે અતિઉપગારતા રે, નિર્મલ પ્રભુગુણ રાગ;
સુરમણિ સુરઘટ સુરતરુ તુચ્છ તે રે, જિનરાગી મહાભાગ. પૂ૦ ૩
દર્શન જ્ઞાનાદિક ગુણ આત્મના રે, પ્રભુ પ્રભુતા લયલીન;
શુદ્ધસ્વરૂપી રૂપે તન્મયી રે, તસુ આસ્વાદન પીન. પૂ૦ ૪
શુદ્ધ તત્ત્વ રસ રંગી ચેતના રે, પામે આત્મસ્વભાવ;
આત્માલંબી નિજ ગુણ સાધનો રે, પ્રગટ પૂજ્ય સ્વભાવ. પૂ૦ ૫
આપ અકર્તા સેવાથી હુવે રે, સેવક પૂરણ સિદ્ધિ;
નિજ ધન ન દિયે પણ આશ્રિત લહે રે, અક્ષય અક્ષર રિદ્ધિ પૂ૦ ૬
જિનવર પૂજા રે તે નિજ પૂજના રે, પ્રગટે અન્વય શક્તિ;
પરમાનંદ વિલાસી અનુભવે રે, દેવચંદ્ર પદ વ્યકિત પૂ૦ ૭

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

સાહિબા મોતિડો હમારો—એ દેશી

સ્વામી તુમે કાંઇ કામણ કીધું, ચિતડું હમારું ચોરી લીધું,
સાહેબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય જિણંદા;
અમે પણ તુમશું કામણ કરશું, ભક્તિ ગ્રહી મન ઘરમા ધરશું; સા૦૧

મન ઘરમા ધરિયા ઘરશોભા, દેખત નિત્ય રહેશો થિર થોભા;
મન વૈકુંઠ અકુંઠિત ભકતે, યોગી ભાખે અનુભવ યુકતે સા૦ ૨
કલેશે વાસિત મન સંસાર, કલેશ રહિત મન તે ભવપાર;
જો વિશુદ્ધ મન ઘર તુમેઆવ્યા, પ્રભુતો અમે નવનિધિ ઋદ્ધિ પામ્યા સા૦ ૩
સાત રાજ અલગા જઇ બેઠા, પણ ભકતે અમ મનમા પેઠા;
અલગાને વલગ્યા જે રહેવું, તે ભાણા ખડખડ દુઃખ સહેવું સા૦ ૪
ધ્યાયક ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકે,
ખીર નીર પરે તુમશું મલશું, વાચક યશ કહે હે જે હલશું સા૦ ૫

---

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

શ્રી ચુદડી ના ભીંજે હો સાહિબા પ્રેમની—એ દેશી,

પ્રભુજી શું લાગી હો પૂરણ પ્રીતડી,
જીવન પ્રાણઆધાર, ગિરુઆ જિનજી હો રાજ!
સાહિબ સુણજો હો માહરી વિનતિ, હરિસણ દેજો હો,
દિલભરી શ્યામજી, અહો જગગુરુ સિરદાર. ગિ સા૦ ૧
ચાકરી, ચાહીને દીજે હો ચરણની
ઘો અનુભવ અમ સાજ, ગિ૦
ઈમ નવિ કીજે હો સાહિબાજી સાંભળો,
કાંઈ સેવકને શિવરાજ. ગિ૦ સા૦ ૨
ચૂપશુ છાના હો સાહિબા ન બેસીએ,
કાંઇ શોભા ન લહેશો કોય; ગિ૦

દાસ ઉદ્ધારો હો સાહિબાજી આપણો,
જ્યું હોવે સુજસ સવાય ગિ૦ સા૦ ૩
અરુણ જો ઊગે હો સાહિબાજી અંબરે,
નાશે તિમિર અંધાર; ગિ૦
અવર દેવ હો સાહિબાજી કિંકરા,
મિલિયો તું દેવ મુને સાર. ગિ૦ સા૦ ૪
અવર ન ચાહું હો સાહિબાજી તુમ છતે,
જીમ ચાતક જળધાર; ગિ૦
ખટપદ ભીનો હો સાહિબાજી પ્રેમશું,
તિમ હું હૃદયમઝાર. ગિ૦ સા૦ ૫
સાતરાજને હો સાહિબાજી અંતે જઈ વસ્યા,
શું કરીએ તુમ પ્રીત; ગિ૦
નિપટ નિરાગી હો જિનવર તું સહી,
એ તુમ ખોટી રીત. ગિ૦ સા૦ ૬
દિલની જે વાતો હો કિણને દાખવું,
શ્રી વાસુપૂજ્ય જિનરાય; ગિ૦
ખીણુ એક આવી હો પંડેજી સાંભળો,
કાંઇ મોહન આવે દાય ગિ૦ સા૦ ૭

---

## (૧૩) શ્રી વિમલનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ મલ્હાર, ઇડર આંબા આંબલી રે—એ દેશી.

દુઃખ દોહગ દૂરે ટળ્યાં રે, સુખ સંપદશું ભેટ;
ધીંગ ધણી માથે કિયા રે, કુણ ગંજે નર ખેટ,

વિમલ જિન, દીઠા લોયણ આજ, મારાં સીધ્યાં વાછિત કાજ.
વિમલ જન દીઠાં૦ ૧
ચરણકમળ કમલા[1] વસે રે, નિર્મલ થિર પદ દેખ;
સમલ અથિર પદ પરિહરી રે, પંકજ પામર પેખ. વિ૦ દી૦ ૨
મુજ મન તુજ પદ પંકજે રે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદીરધરા[2] રે, ઇંદ ચંદ નાગિંદ. વિ૦ દી૦ ૩
સાહિબ સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર;
મન-વિશરામી વાલહો રે, આતમચો[3] આધાર. વિ૦ દી૦ ૪
દરિશણ દીઠે જિન તણું રે, સંશય ન રહે વેધ;
દેનકર કરભર પસરંતાં રે, અંધકાર પ્રતિષેધ. વિ૦ દી૦ ૫
અમિયભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તૃપ્તિ ન હોય વિ૦ દી૦ ૬
એક અરજ સેવક તણી રે, અવધારો જિનદેવ;
કૃપા કરી મુજ દીજીએ રે, આનંદઘન પદ સેવ. વિ૦ દી૦ ૭

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

દાસ અરદાસ શી પેરે કરેજી-એ દેશી

વિમલજિન, વિમલતા તાહરીજી, અવર બીજે ન કહાય;
લઘુ નદી જિમ તિમ લંઘિયેજી, સ્વયંભૂરમણ ન તરાય. વિ૦ ૧
સયલ પુઢવી ગિરિ જલ તરુજી, કોઈ તોલે એક હથ્થ;
તેહ પણ તુજ ગુણગણ ભણીજી, ભાખવા નહીં સમરથ. વિ૦ ૨

૧. લક્ષ્મી. ૨. મેરૂ-સુવર્ણાચલ ભૂમિ. ૩. આત્માનો.

સર્વ પુદ્ગલ નભ ધર્મનાજી, તેમ અધર્મ પ્રદેશ,
તાસ ગુણ ધર્મ પજ્જવ સહુજી, તુજ ગુણ એક તણો લેશ. વિ૦ ૩

એમ નિજ ભાવ અનંતનીજી, અસ્તિતા કેટલી થાય;
નાસ્તિતા સ્વપરપદ અસ્તિતાજી, તુજ સમકાલ સમાય વિ૦ ૪

તાહરા શુદ્ધ સ્વભાવનેજી, આદરે ધરી બહુ માન;
તેહને તેહીજ નીપજેજી, એ કોઇ અદ્ભુત તાન. વિ૦ ૫

તુમ પ્રભુ તુમ તારક વિભુજી, તુમ સમો અવર ન કોય;
તુમ દરિસણ થકી હું તર્યોજી, શુદ્ધ આલંબન હોય. વિ૦ ૬

પ્રભુ તણી વિમલતા ઓળખીજી, જે કરે થિર મન સેવ;
દેવચંદ્ર પદ તે લહેજી, વિમલ આનંદ સ્વયમેવા. વિ૦ ૭

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

નમોરે નમો શ્રી શત્રુંજય ગિરિવર—એ દેશી.

સેવો ભવિયાં વિમલ જિણેસર, દુલ્લહા સજ્જન સંગાજી;
એવા પ્રભુનું દરિશન લેવું, તે આલસમાં ગંગાજી. સેવો૦ ૧

અવસર પામી આલસ કરશે, તે મૂરખમાં પહેલોજી;
ભૂખ્યાને જેમ ઘેબર દેતાં, હાથ ન માંડે ઘેલોજી. સે૦ ૨

ભવ અનંતમા દર્શન દીઠું, પ્રભુ એહવા દેખાડેજી;
વિકટ ગ્રંથિ જે પોળ પોળિયો, કર્મ વિવર ઉઘાડેજી; સે૦ ૩

તત્ત્વપ્રીતિકર પાણી પાએ, વિમલાલોકે આંજીજી.
લોયણ ગુરૂ પરમાન્ન દિએ તવ, ભ્રમ નાંખે સવિ ભાંજીજી સે૦ ૪

ભ્રમ ભાગ્યો તવ પ્રભુશુ પ્રેમે, વાત કરું મન ખોલીજી;
સરલ તણે જે હઇડે આવે, તેહ જણાવે બોલીજી સે૦ ૫
શ્રીનયવિજય વિબુધ પય સેવક, વાચક યશ કહે સાચુંજી;
કોડિ કપટ જો કોઇ દિખાવે, તોહિ પ્રભુ વિણુ નવિ રાચુંજી સે૦ ૬

---

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

તે તરીઆ ભાઈ તે તરીઆ—એ દેશી

વિમલજિનંદશું જ્ઞાનવિનોદી, મુખ છબી શશિ અવહેલેજી;
સુરવર નિરખી રૂપ અનુપમ, હજીયે નિમેષ ન મેલેજી વિ૦ ૧
વિષ્ણુ વરાહ થઇ ધરે વસુધા, એહવું કોઇક કહે છેજી;
તો વરાહ લંછન મિષે પ્રભુને, ચરણ શરણે રહે છેજી વિ૦ ૨
લીલા અકળ લલિત પુરુષોત્તમ, શિવવધૂ રસ ભીનોજી;
વેધક સ્વામીથી મિલવું સોહ્યલું, જે કોઇ ટાળે કીનોજી વિ૦ ૩
પ્રસન્ન થઇ જગનાથ પધાર્યા, મનમંદિર મુજ સુધરેજી;
નટનવલ વિવિધ ગતિ જાણું, ખિણુએક તો લહો મુજરોજી વિ૦ ૪
ચોરાશી લખ વેશ હું આણું, કર્મ પ્રતીત પ્રમાણેજી;
અનુભવ દાન દીઓ તો વારુ, ચેતન કહો મયાણેજી વિ૦ ૫
જે પ્રભુ ભક્તિ વિમુખ નર જગમે, તે ભ્રમ ભૂલ્યા ભટકેજી;
સગત તેહ ન વિગત લહીએ, પૂજાદિકથી ચટકેજી વિ૦ ૬
કીજે પ્રસાદ ઉચિત ઠકુરાઇ, સ્વામી અખય ખજાનોજી;
રૂપવિબુધનો મોહન પભણે સેવક વિનતિ માનોજી. વિ૦ ૭

---

## (૧૪) શ્રીઅનંતનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

ધાર તરવારની સોહ્યલી, દોહ્યલી,
ચૌદમા જિનતણી ચરણ સેવા;
ધાર પર નાચતા દેખ બાજીગરા,
સેવના-ધાર પર ન રહે દેવા ધાર૦ ૧
એક કહે સેવીએ વિવિધ કિરિયા કરી,
ફલ અનેકાંત લોચન ન દેખે;
ફલ અનેકાંત કિરિયા કરી બાપડા,
રડવડે ચાર ગતિ માંહિ લેખે ધાર૦ ૨
ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતા,
તત્ત્વની વાત કરતાં ન લાજે;
ઉદર-ભરણાદિ નિજ કાજ કરતા થકા,
મોહ નડિયા કલિકાલ રાજે. ધાર૦ ૩
વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો,
વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ,
સાંભળી આદરી કાંઈ રાચો. ધાર૦ ૪
દેવગુરુ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે,
કિમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વ કિરિયા કરી,
છારપર લીપણું તેહ જાણો. ધાર૦ ૫

પાપ નહીં કોઈ ઉત્સૂત્ર ભાષણ જિસ્યો,
ધર્મ નહીં કોઇ જગ સૂત્ર સરિખો;
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે,
તેહનું શુદ્ધ ચારિત્ર પરીખો -ધાર૦ ૬

એહ ઉપદેશનો સાર સંક્ષેપથી,
જે નરા ચિત્તમેં નિત્ય ધ્યાવે;
તે નરા દિવ્ય બહુ કાળ સુખ અનુભવી,
નિયત આનંદઘનરાજ પાવે ધાર૦ ૭

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

દીઠી હો પ્રભુ દીઠી જગગુરુ તુઝ—એ દેશી

મૂરતિ હો પ્રભુ, મૂરતિ અનંત જિણંદ,
તાહરી હો પ્રભુ, તાહરી મુજ નયણે વસીજી;
સમતા હો પ્રભુ, સમતા રસનો કંદ,
સહેજે હો પ્રભુ, સહેજે અનુભવ રસ લસીજી. ૧

ભવદવ હો પ્રભુ, ભવદવતાપિત જીવ,
તેહને હો પ્રભુ, તેહને અમૃતઘન સમીજી;
મિથ્યા હો પ્રભુ, મિથ્યા વિષની ખીવ,[1]
હરવા હો પ્રભુ, હરવા જાંગુલિ[2] મન રમીજી. ૨

---

૧. મૂર્છા ૨. સર્પ વિષહરણ મંત્ર.

ભાવ હો પ્રભુ, ભાવ ચિંતામણિ એહ,
આતમ હો પ્રભુ, આતમ સંપત્તિ આપવાજી;
એહિજ હો પ્રભુ, એહિજ શિવસુખગેહ,
તત્ત્વ હો પ્રભુ, તત્ત્વાલંબન થાપવાજી ૩

જાયે હો પ્રભુ, જાયે આશ્રવચાલ,
દીઠે હો પ્રભુ, દીઠે સંવરતા વધેજી;
રત્ન હો પ્રભુ, રત્નત્રયી ગુણમાલ,
અધ્યાતમ હો પ્રભુ, અધ્યાતમ સાધન સધેજી. ૪

મીઠી હો પ્રભુ, મીઠી સૂરત તુજ,
દીઠી હો પ્રભુ, દીઠી રુચિ બહુ માનથીજી;
તુજ ગુણ હો પ્રભુ, તુજ ગુણ ભાસન યુક્ત,
સેવે હો પ્રભુ, સેવે તસુ ભવ-ભય નથીજી. ૫

નામે હો પ્રભુ, નામે અદ્ભુત રંગ,
ઠવણા હો પ્રભુ, ઠવણા દીઠે ઉલ્લસેજી;
ગુણ આસ્વાદ હો પ્રભુ, ગુણ આસ્વાદ અભંગ,
તન્મય હો પ્રભુ, તન્મયતાએ જે ધસેજી. ૬

ગુણ અનંત હો પ્રભુ, ગુણ અનંતનો વૃંદ,
નાથ હો પ્રભુ, નાથ અનંતને આદરેજી;
દેવચંદ્ર હો પ્રભુ, દેવચંદ્રને આનંદ,
પરમ હો પ્રભુ, પરમ મહોદય તે વરેજી. ૭

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

સાહેલડિયાં—એ દેશી.

શ્રી અનંત જિનશું કરો, સાહેલડિયાં,
ચોળ મજીઠનો રંગ રે, ગુણ વેલડિયાં;
સાચો રંગ તે ધર્મનો સાહેલડિયાં,
બીજો રંગ પતંગ રે, ગુણ વેલડિયાં. ૧

ધર્મ રંગ જીરણ નહીં સા૦ દેહ તે જીરણ થાય રે. ગુ૦
સોનું તે વિણસે નહીં સા૦ ઘાટ ઘડામણ જાય રે. ગુ૦ ૨

ત્રાંબું જે રસવેધિયુ સા૦ તે હોય જાચું[1] હેમ રે. ગુ૦
ફરી ત્રાંબું તે નવિ હુએ સા૦ એહવો જગગુરૂ પ્રેમ રે ગુ૦ ૩

ઉત્તમ ગુણઅનુરાગથી સા૦ લહીએ ઉત્તમ ઠામ રે. ગુ૦
ઉત્તમ નિજ મહિમા વધે સા૦ દીપે ઉત્તમ ધામ રે. ગુ૦ ૪

ઉદકબિંદુસાયર ભળ્યોસા૦ જિમહોય અક્ષય અભંગ રે. ગુ૦
વાચક યશ કહે પ્રભુ ગુણે સા૦ તિમ મુજ પ્રેમ પ્રસંગ રે ગુ૦ ૫

---

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

વીર સુણો મોરી વિનતિ—એ દેશી.

અનંત જિણંદશું વિનતિ, મેં તો કીધી હો ત્રિકરણથી આજ;
મિલતા નિજ સાહેબ ભણી, કુણ આણે હો મૂરખ મન લાજ અ૦ ૧

---

૧. ખરેખરું સાચું.

મુખ પંકજ મન મધુકરૂ, રહ્યો લુબ્ધો હો ગુણજ્ઞાને લીન;
હરિહર આવળ ફૂલ જ્યાં, તે દેખ્યાં હો કેમ ચિત્ત હોવે પ્રીણ[1]. અ૦ ૨

ભવ ફરિયો દરિયો તર્યો, પણ કોઈ હો અનુસરિયો ન દ્વીપ;
હવે મન પ્રવહણ માહરૂં, તુમ પદ ભેટે હો મેં રાખ્યું છીપ. અ૦ ૩

અંતરજામી મિલે થકે, ફળે માહરો હો સહી કરીને ભાગ્ય;
હવે વાહી[2] જાવા તણો, નથી પ્રભુજી હો કોઈ ઈહાં લાગ. અ૦ ૪

પલ્લવગ્રહી રઢ લેઈશું, નહિ મેળો[3] હો જ્યારે તમે મીટ;
આતમ અવરેલો થઈ, કીમ ઉવેટે હો કરારી છીટ. અ૦ ૫

નાયક નિજ નિવાજીએ, હવે લાજીએ હો કરતાં ખટખુંટ;
અધ્યાતમ પદ આપવા, કાંઈ નહિ પડે હો ખજાને ખૂટ. અ૦ ૬

જિમ તુમે તર્યા તિમ તારજો, શું બેસે હો તમને કાંઈ દામ;
નહીં તારો તો મુજને, કિમ તુમચું[4] હો તારક કહેશો નામ. અ૦ ૭

હું તો નિજ રૂપસ્થથી, રહું હોઈ હો અહર્નિશ અનુકૂળ;
ચરણ તજી જઈએ કીહાં, છે માહરી હો વાતલડીનો મૂળ. અ૦ ૮

અષ્ટાપદ પદ કિમ કરે, અન્ય તીરથ હો જાણે જિમ હેડ;
મોહન કહે કવિ રૂપનો, વિના ઉપશમ હો નવિ મૂકું કેડ. અ૦ ૯

---

[ ૨ ]

આદિ પુન્ય એ આદિજી—એ દેશી.

અનંત જિણંદ અવધારીએ, સેવકની અરદાસ જિનજી;
અનંત અનંત ગુણ તુમ તણા, સાંભરે સાસોસાસ. જિ૦ અ૦ ૧

---

૧. પ્રીતિવાળું. ૨. ઠગી જવાની. ૩. મેળવો. ૪. તમારૂં.

સુરમણિ સમ તુમ સેવના, પામીએ પુન્ય પંડૂર; જિ૦
કિમ પ્રમાદતણે વશે, મૂકું અધખીણુ દૂર. જિ૦ અ૦ ૨
ભક્તિ જુક્તિ મનમેં વસો, મનરંજન મહારાજ; જિ૦
સેવકની તુમને અછે, બાંહ્ય ગ્રહ્યાની લાજ. જિ૦ અ૦ ૩
શું મીઠા ધીઠા દીએ, તેહનો નહીં હું દાસ; જિ૦
સાથે સેવક સંભવી, કીજે જ્ઞાનપ્રકાશ. જિ૦ અ૦ ૪
બુને શું કહેવું ઘણું, એક વચન મેળાપ; જિ૦
મોહન કહે કવિ રૂપનો, ભક્તિ મધુર જિમ દ્રાખ. જિ૦ અ૦ ૫

---

## (૧૫) શ્રી ધર્મનાથસ્વામી.
### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ ગોડી સારંગ, દેશી રસિયાની.

ધર્મ જિનેસર ગાઉં રંગશું, ભંગ મ પડશો હો પ્રીત; જિનેસર
બીજો મન મંદિર આણું નહી, એ અમ કુલવટ રીત. જિ૦ ધ૦ ૧
ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધરમ ન જાણે હો મર્મ; જિ૦
ધરમ જિનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઈ ન બાંધે હો કર્મ. જિ૦ ધ૦ ૨
પ્રવચન અંજન જો સદ્ગુરુ કરે, દેખે પરમ નિધાન; જિ૦
હૃદય નયણ નિહાલે જગધણી, મહિમા મેરુ સમાન જિ૦ ધ૦ ૩
દોડત દોડત દોડત દોડિયો, જેતી મનની રે દોડ; જિ૦
પ્રેમ પ્રતીત વિચારો ઢુંકડી, ગુરુગમ લેજો રે જોડ. જિ૦ ધ૦ ૪
એક પખી કેમ પ્રીતિ વરે પડે, ઉભય મિલ્યા હુએ સંધિ; જિ૦
હું રાગી હું મોહે ફંદિયો, તું નિરાગી નિરબંધ. જિ૦ ધ૦ ૫

પરમ નિધાન પ્રગટ મુખ આગળે, જગત ઉલ્લંઘી હો જાય; જિ૦
જ્યોતિ વિના જુઓ જગદીશની, અંધોઅંધ પલાય. જિ૦ ધ૦ ૬
નિર્મલ ગુણ મણિ રોહણ ભૂધરા, મુનિજન માનસ હંસ; જિ૦
ધન્ય તે નગરી ધન્ય વેલા ઘડી, માતપિતા કુલ વંશ. જિ૦ ધ૦ ૭
મન મધુકર વર કરજોડી કહે, પદકજ[1] નિકટ નિવાસ; જિ૦
ઘનનામી આનંદઘન સાંભળો, એ સેવક અરદાસ. જિ ધ૦ ૮

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

ધર્મ જગનાથનો ધર્મ શુચિ ગાઇએ,
આપણો આતમા તેહવો ભાવિયે;
જાતિ જસુ એકતા તેહ પલટે નહીં,
શુદ્ધ ગુણ પજજવા વસ્તુ સત્તામયી. ૧
નિત્ય નિરવયવ વળી એક અક્રિયપણે;
સર્વ ગત તેહ સામાન્ય ભાવે ભણે;
તેહથી ઇતર સાવયવ વિશેષતા,
વ્યક્તિ ભેદે પડે જેહની ભેદતા. ૨
એકતા પિંડને નિત્ય અવિનાશતા,
અસ્તિ નિજ ઋદ્ધિથી કાર્યગત ભેદતા;
ભાવ શ્રુત ગમ્ય અભિલાપ્ય અનંતતા,
ભવ્ય પર્યાયની જે પરાવર્ત્તિતા. ૩
ક્ષેત્ર ગુણ ભાવ અવિભાગ અનેકતા,
નાશ ઉત્પાદ અનિત્ય પરનાસ્તિતા;

---

૧. ચરણકમળ.

ક્ષેત્ર વ્યાપ્યત્વ અભેદ અવક્તવ્યતા,
વસ્તુ તે રૂપથી નિયત અભવ્યતા. ૪
ધર્મ પ્રાગ્ભાવતા સકળ ગુણ શુદ્ધતા,
ભોગ્યતા કર્તૃતા રમણ પરિણામતા;
શુદ્ધ સ્વપ્રદેશતા તત્ત્વ ચૈતન્યતા,
વ્યાપ્ય-વ્યાપક તથા ગ્રાહ્ય ગ્રાહક ગતા. ૫
સંગ પરિહારથી સ્વામી નિજ પદ લહ્યું,
શુદ્ધ આત્મિક આનંદ પદ સંગ્રહ્યું;
જહવિ પરભાવથી હું ભવોદધિ વસ્યો,
પરતણો સંગ સંસારતાએ ગ્રસ્યો. ૬
તહવિ સત્તાગુણે જીવ એ નિર્મલો,
અન્ય સંશ્લેષ જિમ સ્ફટિક નવિ શામલો;
જે પરોપાધિથી દુષ્ટ પરિણુતિ ગ્રહી,
ભાવ તાદાત્મ્યમાં માહરું તે નહીં. ૭
તિણે પરમાત્મપ્રભુ-ભક્તિરંગી થઇ,
શુદ્ધ કારણ રસે તત્ત્વ પરિણુતિમયી;
આત્મગ્રાહક થયે તજે પરગ્રહણુતા,
તત્ત્વ ભોગી થયે ટળે પરભોગ્યતા. ૮
શુદ્ધ નિઃપ્રયાસ નિજભાવભોગી યદા,
આત્મક્ષેત્રે નહીં અન્ય રક્ષણ તદા;
એક અસહાય નિસ્સંગ નિર્દ્વંદ્વતા,
શક્તિ ઉત્સર્ગની હોય સહુ વ્યક્તતા. ૯

તેણે મુજ આતમા તુજ થકી નીપજે,
માહરી સંપદા સકળ મુજ સંપજે;
તિણે મનમંદિરે ધર્મ પ્રભુ ધ્યાઇએ,
પરમ દેવચંદ્ર નિજ સિદ્ધિ સુખ પાઈએ. ૧૦

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

એડલે ભાર ઘણો છે રાજ, વાતો કેમ કરો છો—એ દેશી.

થાશું[1] પ્રેમ બન્યો છે રાજ, નિર્વહશો તો લેખે;
મેં રાગી પ્રભુ થે[2] છો નિરાગી, અણજુગતે હોય હાંસી;
એક પખો જે નેહ નિર્વહવો, તેહ માંકી[3] સાખાશી. થાશું૦
નિરાગી સેવે કાંઈ હોવે,[4] ઈમ મનમેં નવિ આણું;
ફળે અચેતન પણ જેમ સુરમણિ, તિમ તુમ ભક્તિ પ્રમાણું. થાશું૦
ચંદન શીતલતા ઉપજાવે, અગ્નિ તે શીત મિટાવે;
સેવકનાં તિમ દુઃખ ગમાવે, પ્રભુગુણ પ્રેમ સ્વભાવે. થા૦
વ્યસન[5] ઉદય જે જલધિ અનુહરે, શશિને તેજ સંબંધે;
અણસંબંધે કુમુદ અનુહરે, શુદ્ધ સ્વભાવ પ્રબંધે
દેવ અનેરા તુમથી છોટા, થેં જગમેં અધિકેરા;
યશ કહે ધર્મ જિનેશ્વર થાશું, દિલ માન્યા હે મેરા ૫

---

૧. થાશું–તમારી સાથે. ૨. થેં–તમે. ૩. માંકી–મારી (મારવાડી). ૪. શું થાય ? ૫. કષ્ટ (અસ્ત)

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

હરિ મારા જોબનીયાનો લટકો દહાડા ચારજો—એ દેશી.

હાં રે મારે ધર્મજિણંદશું લાગી પૂરણ પ્રીતજો,
જીવલડો લલચાણો જિનજીની ઓળગે રે લો;
હા રે મુને થાશે કોઇક સમયે પ્રભુ સુપ્રસન્ન જો,
વાતલડી તવ થાશે મારી સવી વગેરે લો. ૧

હાં રે પ્રભુ દુર્જનનો ભંભેર્યો મારો નાથ જો,
ઓળવશે નહીં ક્યારે કીધી ચાકરી રે લો,
હાં રે મારા સ્વામી સરખો કુણ છે દુનિયામાંહી જો,
જઇએ રે જિમ તેહને ઘર આશા કરી રે લો. ૨

હાં રે જસ સેવા સેતી[1] સ્વારથની નહીં સિદ્ધ[2] જો,
ઠાલી રે શી કરવી તેહથી ગોઠડી રે લો;
હા રે કાંઇ જૂઠું[3] ખાય તે મીઠાઇને માટે જો,
કાંઇ રે પરમારથ વિણુ નહીં પ્રીતડી રે લો. ૩

હાં રે પ્રભુ અંતરજામી જીવન પ્રાણાધાર જો,
વાયો રે નવી જાણ્યો કળિયુગ વાયરો રે લો;
હાં રે પ્રભુ, લાયક નાયક ભક્ત વચ્છલ ભગવંત જો,
વારુ રે ગુણુ કેરા સાહિબ સાયરુ રે લો. ૪

હાં રે પ્રભુ લાગી મુજને તાહરી માયા જોર જો,
અળગા રે રહેવાથી હોય ઓસાંગલો રે લો;

૧. સેવાથી. ૨ સિદ્ધિ. ૩. એઠું.

હાં રે કુણ જાણે અંતરગતિની વિણ મહારાજ જો,
હેજે રે હસી બોલો છંડી આમળો રે લો ૫

હાં રે તારે મુખને મટકે અટક્યું મારું મન જો,
આંખલડી અણીઆળી કામણગારડી રે લે;
હાં રે મારા નયણા લંપટ જોવે ખિણખિણ તુજ જો,
રાતે રે પ્રભુરૂપે ન રહે વારિયાં રે લો. ૬

હાં રે પ્રભુ અલગા તો પણ જાણજો કરીને હજૂર જો,
તાહરી રે બલિહારી હું જાઉં વારણે રે લો;
હાં રે કવિ રૂપ વિબુધનો મોહન કરે અરદાસ જો,
ગિરુઆથી મન આણી ઉલટ અતિ ઘણો રે લો. ૭

---

## (૧૬) શ્રી શાંતિનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ મલ્હાર. ચતુર ચોમાસું પડિક્કમી—એ દેશી.

શાંતિ જિન એક મુજ વિનતિ, સુણો ત્રિભુવનરાય રે,
શાંતિસ્વરૂપ કિમ જાણીએ, કહો મન કેમ પરખાય રે. શાં૦ ૧

ધન્ય તું આતમ જેહને, એહવો પ્રશ્ન અવકાશ રે,
ધીરજ મન ધરી સાંભળો, કહું શાંતિ પ્રતિભાસ રે. શાંતિ૦ ૨

ભાવ અવિશુદ્ધ સુવિશુદ્ધ જે, કહ્યા જિનવર દેવ રે,
તે તેમ અવિતથ્થ સદ્દહે, પ્રથમ એ શાંતિપદ સેવ રે. શાંતિ૦ ૩

આગમધર ગુરુ સમકિતી, કિરિયા સંવર સાર રે,
સંપ્રદાયી અવંચક સદા, શુચિ અનુભવ આધાર રે. શાંતિ૦ ૪

શુદ્ધ આલંબન આદરે, તજી અવર જંજાલ રે,
ામસી વૃત્તિ સવિ પરિહરી, ભજે સાત્ત્વિકી શાલ રે શાંતિ૦ ૫
ફલ વિસંવાદ જેહમાં નહીં, શબ્દ તે અર્થ સંબંધી રે,
સકલ નયવાદ વ્યાપી રહ્યો, તે શિવસાધન સંધિ રે. શાંતિ૦ ૬
વિધિ પ્રતિષેધ કરી આતમા, પદારથ અવિરોધ રે,
ગ્રહણ વિધિ મહાજને પરિગ્રહ્યો, ઇસ્યો આગમે બોધ રે. શાંતિ૦ ૭
દુષ્ટ જન સંગતિ પરિહરી, ભજે સુગુરુ સંતાન રે,
જોગ સામર્થ્ય ચિત્ત ભાવ જે, ધરે મુક્તિ નિદાન રે શાંતિ૦ ૮
માન અપમાન ચિત્ત સમ ગણે, સમ ગણે કનક પાષાણ રે,
વંદક નિંદક સમ ગણે, ઇસ્યો હોયે તું જાણ રે શાંતિ૦ ૯
સર્વ જગજંતુને સમ ગણે, સમ ગણે તૃણ મણિ ભાવ રે,
મુક્તિ સંસાર બેહુ સમ ગણે, મુણે ભજવલનિધિનાવ રે. શાંતિ૦ ૧૦
આપણો આતમભાવ જે, એક ચેતન આધાર રે,
અવર સવિ સાથ સંયોગથી, એહ નિજ પરિકર સાર રે. શાંતિ૦ ૧૧
પ્રભુ મુખથી એમ સાંભળી, કહે આતમરામ રે,
તાહરે દરિશને નિસ્તર્યો, મુજ સિદ્ધા સવિ કામ રે. શાંતિ૦ ૧૨
અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે,
અમિત ફલ દાન દાતારની, જેહની ભેટ થઇ તુજ રે. શાંતિ૦ ૧૩
શાંતિ સ્વરૂપ સંક્ષેપથી, કહ્યો નિજ પરરૂપ રે,
આગમમાંહે વિસ્તર ઘણો, કહ્યો શાંતિજિન ભૂપ રે શાંતિ૦ ૧૪
શાંતિ સ્વરૂપ એમ ભાવશે, ધરી શુદ્ધ પ્રણિધાન રે,
આનંદઘનપદ પામશે, તે લહેશે બહુ માન રે. શાંતિ૦ ૧૫

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

માલા કિહાં છે રે—દેશી.

જગત દિવાકર જગત કૃપાનિધિ,
વાહલા મારા સમવસરણમાં બેઠા રે;
ચઉમુખ ચઉવિહ ધર્મ પ્રકાશે, તે મેં નયણે દીઠા રે.
ભવિક જન હરખો રે, નિરખી શાંતિજિણંદ. ભ૦
ઉપશમ રસનો કંદ, નહિ ઇણુ સરિખો રે. એ આંકણી. ૧
પ્રતિહારજ અતિશય શોભા વા૦ તે તો કહિય ન જાવે રે;
ઘૂક[1] બાલકથી રવિકરભરનું વર્ણન કેણિપરે થાવે રે. ભ૦ ૨
વાણિ ગુણ પાંત્રીશ અનોપમ વા૦ અવિસંવાદ સરૂપે રે;
ભવદુઃખવારણ શિવસુખકારણ, શુદ્ધો ધર્મ પ્રરૂપે રે. ભ૦ ૩
દક્ષિણ પશ્ચિમ ઉત્તર દિશિ મુખ વા૦ ઠવણા જિન ઉપગારી રે;
તસુ આલંબન લહિય અનેક, તિહાં થયા સમકિતધારી રે. ભ૦ ૪
ષટ્ નય કારજરૂપે ઠવણા વા૦ સગ નય કારણ ઠાણી રે;
નિમિત્ત સમાન થાપના જિનજી, એ આગમની વાણી રે. ભ૦ ૫
સાધક તિન નિક્ષેપા મુખ્ય વા૦ જે વિણુ ભાવ ન લહિયે રે;
ઉપકારી દુગ ભાષ્યે ભાખ્યા, ભાવ વંદકનો ગ્રહીએ રે. ભ૦ ૬
ઠવણા સમવસરણે જિન સેંતી વા૦ જો અભેદતા વાધી રે;
એ આતમના સ્વસ્વભાવ ગુણ, વ્યક્ત યોગ્યતા સાધી રે. ભ૦ ૭
ભલું થયું મે પ્રભુ ગુણ ગાયા વા૦ રસનાનો ફળ લીધો રે;
દેવચંદ્ર કહે મ્હારા મનનો, સકલ મનોરથ સીધો રે. ભ૦ ૮

---

૧. ઘુવડ.

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

રહ્યો આવાસ દુવાર —એ દેશી.

ધન્ય દિન વેલા, ધન્ય ઘડી તેહ,
અચિરારો નંદન જિન જદિ ભેટશુંજી;
લહિશું રે સુખ દેખી મુખચંદ,
વિરહ વ્યથાનાં દુઃખ સવિ મેટશુંજી. ૧
જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ,
બીજા રે રસ તેહને મન નવિ ગમેજી;
ચાખ્યો રે જેણે અમી લવલેશ,
બાકસ બુકસ તસ ન રુચે કિમેજી. ૨
તુજ સમકિતરસસ્વાદનો જાણ,
પાપ કુભક્તે બહુ દિન સેવિયુંજી;
સેવે . જો કર્મને યોગે તોહિ,
વાંછે તે સમકિત અમૃત ધુરિ લિખ્યુંજી. ૩
તાહરું ધ્યાન તે સમકિતરૂપ,
તેહીજ જ્ઞાન ને ચારિત્ર તેજ છે જી;
તેહથી રે જાયે સઘલાં પાપ,
ધ્યાતા રે ધ્યેયસ્વરૂપ હોયે પછેજી. ૪
દેખી રે અદ્ભુત તાહરું રૂપ,
અચરિજ ભવિક અરૂપી પદ વરેજી;
તાહરી ગતિ તું જાણે હો દેવ,
સ્મરણ ભજન તે વાચક યશ કરેજી. ૫

---

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

સોળમા શ્રી જિનરાજ ઓળગ સુણો અમતણી લલના,
ભગતથી એવડી કેમ કરો છો ભોળામણી લલના;
ચરણે વિળગ્યે જેહ આવીને થઈ ખરો લ૦
નિપટ તેહથી કોણ શાખે રસ આંતરો લ૦ ૧

મેં તુજ કારણ સ્વામી ઉવેખ્યા સુર ઘણા લ૦
માહરી દિશાથી મેં તો ન રાખી કાંઈ મણા લ૦
તો તુમે મુજથી કેમ અપૂઠા[1] થઈ રહો લ૦
ચૂક હોવે જો કોઈ સુખે મુખથી કહો લ૦ ૨

તુજથી અવર ન કોય અધિક જગતિ તળે લ૦
જેહથી ચિત્તની વૃત્તિ એકાંગી જઈ મળે લ૦
દિજે દરિશન વાર ઘણી ન લગાવીએ લ૦
વાતલડી અતિ મીઠી તે કિમ વિરમાવીએ લ૦ ૩

તું જો જળ તો હું કમળ, કમળ તો હું વાસના લ૦
વાસના તો હું ભ્રમર ન મૂકું ઉપાસના લ૦
તું છોડે પણ હું કેમ છોડું ? તુજ ભણી લ૦
લોકોત્તર કોઈ પ્રીત આવી તુજથી બની લ૦ ૪

ધુરથી શાને સમકિત દઈને ભોળવ્યો લ૦
હવે કેમ જાઉં ખોટે દિલાસે ઓળવ્યો ? લ૦
જાણી ખાસો દાસ વિમાસો છો કીશું ? લ૦
અમે પણ ખીજમત માંહી કે ખોટા કિમ થશું ? લ૦ ૫

---

૧ પરાઙ્ મુખ.

બીજી ખોટી વાતે અમે રાચું નહીં લ૦
મેં તુજ આગળ માહરી મનવાળી કહી લ૦
પૂરણ રાખો પ્રેમ વિમાસો શું તમે ? લ૦
અવસર લહી એકાંત વિનવીએ છીએ અમે લ૦ ૬
અંતરજામી સ્વામી અચિરાનંદના લ૦
શાતિકરણ શ્રી શાતિજી માનજો વંદના લ૦
તુજ સ્તવનાથી તનમન આનંદ ઉપન્યો લ૦
કહે મોહન મન રંગ સુપંડિત રૂપનો લ૦ ૭

[ ૨ ]

રાગ સારંગ

શાંતિજિણંદ મહારાજ, જગતગુરુ, શાંતિજિણંદ મહારાજ;
અચિરાનંદન ભવિમનરંજન, ગુણનિધિ ગરીબનિવાજ. જ૦ ૧
ગર્ભ થકી જિણે ઇતિ[1] નિવારી, હરખિત સુરનર કોડી;
જનમ થયે ચોસઠ ઇંદ્રાદિક, પદ પ્રણમે કરજોડી. જ૦ ૨
મૃગલંછન ભવિક તુષ ગંજન, કંચનવાન શરીર;
પંચમ નાણી પંચમ ચક્રી, સોળસમો જિન ધીર. જ૦ ૩
રત્નજડિત ભૂષણ અતિ સુંદર, આગી અંગ ઉદાર;
અતિ ઉછરંગ ભગતિ નૌતન ગતિ, ઉપશમ રસ દાતાર. જ૦ ૪
કરુણાનિધિ ભગવાન કૃપા કર, અનુભવ ઉદિત આવાસ;
રૂપ વિબુધનો મોહન પભણે, દીજે જ્ઞાન વિલાસ. જ૦ ૫

---

૧. સાત પ્રકારની ઇતિ-ઉપદ્રવ.

## (૧૭) શ્રી કુંથુનાથસ્વામી

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ ગુર્જરી

અંબર દે હો મોરારી, હમારો—એ દેશી.

મનડું કિમ હિ ન બાજે હો, કુંથુજિન મનડું કિમ હિ ન બાજે;
જિમજિમ જતન કરીને રાખું, તિમતિમ અલગું ભાજે હો. કું૦ ૧

રજની વાસર વસતિ ઉજ્જડ, ગયણ પાયાલે જાય;
સાપ ખાયને મુખડું થોથું,[1] એહ ઉખાણો ન્યાય હો. કું૦ ૨

મુક્તિતણા અભિલાષી તપિયા, જ્ઞાનને ધ્યાન અભ્યાસે,
વયરીડું કાંઈ એહવું ચિંતે, નાખે અવલે પાસે હો. કું૦ ૩

આગમ આગમધરને હાથે, નાવે કિણવિધ આંકું;
કિહા કણે જો હઠ કરી હટકું તો, વ્યાલતણીપરે વાંકું હો. કુ૦ ૪

જે ઠગ કહું તો ઠગતું ન દેખું, શાહુકાર પણ નાંહી;
સર્વ માંહી ને સહુથી અલગું, એ અચરિજ મન માંહી હો. કું૦ ૫

જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાલો;
સુરનર પંડિતજન સમજાવે, સમજે ન માહરો સાલો[2] હો. કું૦ ૬

મેં જાણ્યુ એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે,
બીજી વાતે સમર્થ છે નર, એહને કોઈ ન જેલે હો. કું૦ ૭

મન સાધ્યુ તેણે સઘળું સાધ્યું એહ વાત નહિ ખોટી;
એમ કહે સાધ્યુ તે નવિ માનું, એ કહી વાત છે મોટી હો. કું૦ ૮

---

૧. ખાલી. ૨. કુમતિ સ્રીનો ભાઈ.

મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું, આગમથી મતિ આણું;
આનંદઘન પ્રભુ માહરું આણો, તો સાચું કરી જાણું હો. કું૦ ૯

—— 3232

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

ચરમ જિનેસર—એ દેશી.

સમવસરણ બેસી કરી રે, બારહ પરષદ્દમાંહે;
વસ્તુ સ્વરૂપ પ્રકાશતા રે, કરુણાકર જગનાહો રે કુંથુજિનેસરુ ૧
નિર્મલ તુજ મુખ વાણી રે, જે શ્રવણે સુણે;
તેહિ જ ગુણમણિ ખાણી રે. કું૦
ગુણ પર્યાય અનંતતા રે, વળી સ્વભાવ અગાહ;
નય ગમ ભંગ નિક્ષેપના રે, હેયાદેય પ્રવાહો રે કું૦ ૨
કુંથુનાથ પ્રભુ દેશના રે, સાધન સાધક સિદ્ધિ;
ગૌણ મુખ્યતા વચનમા રે, જ્ઞાન તે સકલ સમૃદ્ધિ રે. કું૦ ૩
વસ્તુ અનંત સ્વભાવ છે રે, અનંત કથક તસુ નામો;
ગ્રાહક અવસર બોધથી રે, કહેવે અર્પિત કામો રે. કું૦ ૪
શેષ અનર્પિત ધર્મને રે, સાપેક્ષ શ્રદ્ધાબોધ;
ઉભય રહિત ભાસન હુવે રે, પ્રગટે કેવલ બોધ રે કું૦ ૫
છતિ પરિણતિ ગુણવર્તના રે, ભાસન ભોગ આનંદ;
સમકાળે પ્રભુ તાહરે રે, રમ્યરમણ ગુણવૃંદો રે કું૦ ૬
નિજ ભાવે સીય અસ્તિતા રે, પરનાસ્તિત્વ સ્વભાવ;
અસ્તિપણે તે નાસ્તિતા રે, સીય[1] તે ઉભય સ્વભાવો રે કું૦ ૭

---

૧ કંથચિત્.

અસ્તિભાવ જે આપણો રે, રુચિ વૈરાગ્ય સમેત;
પ્રભુ સન્મુખ વંદન કરી રે, માગીશ આતમ હેત રે. કું૦ ૮
અસ્તિ સ્વભાવ રુચિ થઈ રે, ધ્યાતો અસ્તિ સ્વભાવ;
દેવચંદ્ર પદ તે લહે રે, પરમાનંદ જમાવો રે. કું૦ ૯

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

સાહેલાં હે—એ દેશી.

સાહેલાં હે કુંથુ જિનેશ્વર દેવ, રત્ન દીપક અતિ દીપતો હો લાલ;
સા૦ મુજ મન મંદિર માહી, આવે જો અરિબલ જીપતો હો લાલ. ૧
સા૦ મિટે તો મોહઅંધાર, અનુભવ તેજે જળહળે હો લાલ;
સા૦ ધૂમકષાય ન રેખ, ચરણ ચિત્રામણ નવિ ચલે હો લાલ. ૨
સા૦ પાત્ર કરે નહિ હેઠ, સૂરજ તેજે નવિ છિપે હો લાલ;
સા૦ સર્વ તેજનું તેજ, પહેલાથી વાધે પછે હો લાલ. ૩
સા૦ જેહ ન મરુતને ગમ્ય, ચંચલતા જે નવિ લહે હો લાલ;
સા૦ જેહ સદા છે રમ્ય, પુષ્ટ ગુણે નવિ કૃશ રહે હો લાલ. ૪
સા૦ પુદ્‌ગલ તેલ ન ખેપ[1], જેહ ન શુદ્ધ દશા[2] દહે હો લાલ;
સા૦ શ્રી નયવિજય સુશિષ્ય, વાચક યશ ઇણિપેરે કહે હો લાલ. ૫

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

ચંદનરી કટકી ભરી—એ દેશી.

કુંથુ જિણંદ કરુણા કરો, જાણી પોતાનો દાસ; સાહિબા મોરા;
શું જાણી અલગા રહ્યા? જાણ્યું કે આવશે પાસ. સા૦ ૧

---

૧ ક્ષેપન કરવાપણું. ૨. દીવેટ.

અજબ રંગીલા પ્યારા, અકળ અલક્ષ્મી ન્યારા,
પરમ સસ્નેહી માહરી વિનંતિ. એ આંકણી.
અંતરજામી વાલહા, જોવો મીટ મિલાય; સા૦
ખિણ મ હસો ખિણમાં હસો,
ઇમ પ્રીતનિવાહો કિમ થાય? સા૦ અ૦ ૨
રૂપી હો તો પાલવ ગ્રહું; અરૂપીને શું કહેવાય; સા૦
કાન માંડયા વિના વારતા, કહોનેજી કેમ બકાય? સા૦ અ૦ ૩
દેવ ઘણા દુનિયામાંય છે, પણ ઢીલ મેળો નવિ થાય; સા૦
જિણ ગામે જાવું નહીં, તે વાટ કહો શું પુછાય? સા૦ અ૦ ૪
મુજ મન અંતર મુહૂર્તનો, મેં ગ્રહ્યો ચપળતા હાવ; સા૦
પ્રીતિ સમે તો જુઓ કહો, એ તો સ્વામી સ્વભાવ સા૦ અ૦ ૫
અંતર શ્યો મળીયાં પછે, નવી મળીએ પ્રભુ મૂલ; સા૦
કુમયા કિમ કરવી ઘટે, જે થયો નિજ અનુકૂળ? સા૦ અ૦ ૬
જાગી હવે અનુભવ દશા, લાગી પ્રભુ શું પ્રીત; સા૦
રૂપવિજય કવિરાયનો, કહે મોહન રસરીત. સા૦ અ૦ ૭

---

[ ૨ ]

જાદવપતિ તોરણ આવ્યા—એ દેશી

મુજ અરજ સુણો મુજ પ્યારા,
સાચી ભક્તિથી કિમ રહો ન્યારા રે,
સનેહી મોરા, કુંથુ જિણંદ કરુણા કરો. ૧
હું તો તુમ દરિસણનો અરથી,
ઘટે કિમ કરી શકે કરથી રે? સ૦

થઈ ગિરૂઆ એમ જે વિમાસો,
તે તો મુજને હોય છે તમાસો રે. સ૦ કું૦ ૨
લલચાવીને જે કીજે,
કિમ દાસને ચિત્ત પતીજે રે? સ૦
પદ મોટે કહાવો મોટા,
જિણ તિણ વાતે ન હુવો ખોટા રે. સ૦ કું૦ ૩
મુજ ભાવ મહેલમેં આવો,
ઉપશમ રસ પ્યાલો ચખાવો રે; સા૦
સેવકનો તો મન રીઝે,
સેવક કારજ સીઝે રે. સ૦ કું૦ ૪
મનમેળુ થઈ મન ન મેળો,
મ્હે આવી મત અવહેલો રે; સ૦
તમે જાણો છો એ કરું લીલા,
પણ અર્થી સદ્દહે કે રીસાલા રે. સ૦ કું૦ ૫
પ્રભુ ચરણ સરોરુહ રહેવું,
ફળપ્રાપ્તિ લહેણુ દેવું રે; સ૦
કવિ રૂપ વિબુધ જયકારી,
કહે મોહન જિન બલિહારી રે. સ૦ કું૦ ૬

---

## (૧૮) શ્રી અરનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ પરજ ઋષભનો વંશ રયણાયરુ—એ દેશી.

ધરમ પરમ અરનાથનો, કેમ જાણું ભગવંત રે;
સ્વપર સમય સમજાવીએ, મહિમાવંત મહંત રે ધરમ૦ ૧

શુદ્ધાતમ અનુભવ સદા, સ્વસમય એહ વિલાસ રે;
પરબડી છાંહડી જેહ પડે, તે પરસમય નિવાસ રે. ધ૦ ૨
તારા નક્ષત્ર ગ્રહ ચંદ્રની, જ્યોતિ દિનેશ મઝાર રે;
દર્શન જ્ઞાન ચરણ થકી, શક્તિ નિજાતમ ધાર રે. ધ૦ ૩
ભારી પીળો ચીકણો, કનક અનેક તરંગ રે;
પર્યાયદષ્ટિ ન દીજીએ, એકજ કનક અભંગ રે. ધ૦ ૪
દરશન જ્ઞાન ચરણથકી, અલખ સરૂપ અનેક રે;
નિર્વિકલ્પ રસ પીજીએ, શુદ્ધ નિરંજન એક રે; ધ૦ ૫
પરમારથ પંથ જે કહે, તે રંજે એક તંત રે;
વ્યવહારે લખ જે રહે, તેહના ભેદ અનંત રે. ધ૦ ૬
વ્યવહારે લખે દોહિલા, કાંઈ ન આવે હાથ રે;
શુદ્ધ નય થાપના સેવતાં, નવિ રહે દુવિધા સાથ રે. ધ૦ ૭
એકપખી લખી પ્રીતિની, તુમ સાથે જગનાથ રે;
કૃપા કરીને રાખજો, ચરણ તળે ગ્રહી હાથ રે. ધ૦ ૮
ચક્રી ધરમ તીરથતણો, તીરથ ફલ તતસાર[1] રે;
તીરથ સેવે તે લહે, આનંદઘન નિરધાર રે. ધ૦ ૯

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

રામચંદ્ર કે બાગ મેં, ચંપો મોરી રહ્યો રે.—એ દેશી.

પ્રણમો શ્રીઅરનાથ, શિવપુર સાથ ખરોરી;
ત્રિભુવન જન આધાર, ભવનિસ્તાર કરોરી. ૧

---

૧. તત્ત્વસાર.

કર્તા કારણ યોગ, કારજ સિદ્ધિ લહેરી;
કારણ ચાર અનૂપ, કાર્યાર્થી તેહ ગ્રહેરી. ૨
જે કારણ તે કાર્ય, થાયે પૂર્ણ પદેરી;
ઉપાદાન તે હેતુ, માટી ઘટ તે વદેરી. ૩
ઉપાદાનથી ભિન્ન, જે વિણ કાર્ય ન થાયે;
ન હુવે કારજરૂપ, કર્ત્તાને વ્યવસાયે. ૪
કારણ તેહ નિમિત્ત, ચક્રાદિક ઘટ ભાવે;
કાર્ય તથા સમવાય, કારણ નિયતને દાવે. ૫
વસ્તુ અભેદ સ્વરૂપ, કાર્યપણું ન ગ્રહેરી;
તે અસાધારણ હેતુ, કુંભે સ્થાસ લહેરી. ૬
જેહનો નવિ વ્યાપાર, ભિન્ન નિયત બહુ ભાવી;
ભૂમિ કાલ આકાશ, ઘટ કારણ સદ્ભાવી. ૭
એહ અપેક્ષા હેતુ, આગમ માંહી કહ્યોરી;
કારણ પદ ઉત્પન્ન, કાર્ય થયે ન લહ્યોરી. ૮
કર્તા આતમ દ્રવ્ય, કારજ સિદ્ધિપણોરી;
નિજ સત્તાગત ધર્મ, તે ઉપાદાન ગણોરી. ૯
યોગ સમાધિ વિધાન, અસાધારણ તેહ વદેરી;
વિધિ આચરણા ભક્તિ, જેણે નિજ કાર્ય સધેરી. ૧૦
નરગતિ પઢમ સંઘયણ, તેહ અપેક્ષા જાણો;
નિમિત્તાશ્રિત ઉપાદાન, તેહને લેખે આણો. ૧૧
નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી;
પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી. ૧૨
પુષ્ટ હેતુ અરનાથ, તેહને ગુણથી હળીએ;
રીઝ ભક્તિ બહુમાન, ભોગ ધ્યાનથી મળીએ, ૧૩

મોટાને ઉત્સંગ, બેઠાને શી ચિંતા;
તિમ પ્રભુ ચરણ પસાય, સેવક થયા નિચિંતા. ૧૪
અરપ્રભુ પ્રભુતા રંગ, અંતર શક્તિ વિકાસી;
દેવચંદ્રને આનંદ, અક્ષય ભોગ વિલાસી. ૧૫

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

આસણરા યોગી—એ દેશી.

શ્રી અરજિન ભવજલનો તારુ, મુજ મન લાગે વારુ રે;
મન મોહન સ્વામી.
બાંહ ગ્રહી એ ભજવલ તારે* આણે શિવપુર આરે રે. મન૦ ૧

તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માને રે; મ૦
પણ નવિ ભય મુજ હાથોહાથે, તારે તે છે સાથે રે. મન૦ ૨

ભગતને સ્વર્ગ સ્વર્ગથી અધિકુ, જ્ઞાનીને ફલ દેઇ રે; મ૦
કાયા કષ્ટ વિના ફલ લહીએ, મનમાં ધ્યાન ધરેઇ રે. મન૦ ૩

જે ઉપાય બહુ વિધની રચના, યોગમાયા તે જાણો રે;
શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ધ્યાને, શિવ દિયે પ્રભુ સપરાણો રે. મન૦ ૪

પ્રભુ પદ વલગ્યા તે રહ્યા તાજા, અલગા અંગ ન સાજા રે; મ૦
વાચક યશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉં રે. મન૦ ૫

---

* પાઠાંતર : ભવિજન' તારે

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

ભાટીઆણીની દેશી.

અરનાથ અવિનાશી, હો સુવિલાસી, ખાસી ચાકરી,
કાંઈ ચાહું અમે નિશદિશ;
અંતરાય ને રાગે, હો અનુરાગે કિણપરે કીજીએ,
કાંઈ શુભ ભાવે સુજગીશ. અ૦ ૧

સિદ્ધસ્વરૂપી સ્વામી, હો ગુણધામી અલખ અગોચરુ,
કાંઈ દીઠા વિણ દિદાર;
કિમ પતીજે કીજે, હો કિમ લીજે ફળ સેવા તણું,
કાંઈ દીસે ન પ્રાણ આધાર. અ૦ ૨

જ્ઞાન વિના કુણ પેખે, હો સંખેપે સૂત્રે સાંભળ્યો,
કાંઈ અથવા પ્રતિમા રૂપ;
સામે જો સંપેખું, હો પ્રભુ દેખું દિલભર લોયણે,
કાંઈ તો મનમેં હુવે ચૂપ. અ૦ ૩

જગનાયક જિનરાયા હો મન ભાવ્યા મુજ આવી મળ્યા,
કાંઇ મહેર કરી મહારાજ;
સેવક તો સસનેહી, હો નિઃસનેહી પ્રભુ કિમ કીજીએ;
કાંઈ ઈસ કોઇ વહીએ રે લાજ. અ૦ ૪

ભક્તિ ગુણે ભરમાવી, હો સમજાવી પ્રભુજીને ભોળવી,
કાંઈ દેખું હૃદય મોઝાર;
તો કહેજો શાબાશી, હો પ્રભુ ભાસી જાણી સેવતા,
કાંઈ એ અમચો એક તાર. અ૦ ૫

પાણી ખીરને મેળે, હો કોણુ ખેલે એકાંત હોઈ રહું,
કાંઈ નહીં રે મીલણનો જોગ;
જો પ્રભુ દેખું નયણે, હો કહી વયણે સમજાવું સહી,
કાંઈ તે ન મિલે સંજોગ. અ૦ ૬

મનમેળુ કિમ રીઝે, હો શું કીજે અંતરાય એવડો,
કાંઈ નિપટ નહેજા નાથ;
સાતરાજને અંતે, હો કોણુ પાખે તે આવીને મળું,
કાંઈ વિકટ તુમારોજી પાથ. અ૦ ૭

ઓળગ એ-અનુભવની, હો મુજ મનની વાર્તા સાંભળી,
કાંઈ કીજે આજે નિવાજ;
રૂપ વિબુધનો મોહન, હો મનમોહન સાંભળ વિનતિ
કાંઈ દીજે શિવપુર રાજ. અ૦ ૮

---

## (૧૯) શ્રી મલ્લિનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન

રાગ—કાફી

સેવક કિમ અવગણિયે, હો મલ્લિજિન, એહ અબ શોભા સારી;
અવર જેહને આદર અતિ દીએ, તેહને મૂલ નિવારી. હો મલ્લિ૦ ૧

જ્ઞાન સ્વરૂપ અનાદિ તમારું, તે લીધું તમે તાણી;
જુઓ અજ્ઞાન દશા રીસાવી, જાતાં કાણુ ન આણી. હો મલ્લિ૦ ૨

નિદ્રા સુપન જાગર ઉજાગરતા, [1]તુરિય અવસ્થા આવી;
નિદ્રા સુપન દશા રીસાણી, જાણી ન નાથ મનાવી. હો મલ્લિ૦ ૩

સમકિત સાથે સગાઈ કીધી, સપરિવારશું ગાઢી;
મિથ્યામતિ અપરાધણ જાણી, ઘરથી બાહિર કાઢી. હો મલ્લિ૦ ૪

હાસ્ય અરતિ રતિ શોક દુગંછા, ભય પામર કરસાલી;
નોકષાય શ્રેણી ગજ ચડતાં, શ્વાન તણી ગતિ ઝાલી. હો મલ્લિ૦ ૫

રાગદ્વેષ અવિરતિની પરિણતિ, એ ચરણમોહના યોદ્ધા;
વીતરાગ પરિણતિ પરિણમતાં, ઉઠી નાઠા બોદ્ધા. હો મલ્લિ૦ ૬

વેદોદય કામા પરિણામા, કામ્ય કરમ સહુ ત્યાગી;
નિઃકામી કરુણારસ સાગર, અનં : ચતુષ્ક પદ પાગી. હો મલ્લિ૦ ૭

દાન વિઘન વારી સહુ જનને, અભય દાન પદ દાતા;
લાભ વિઘન જગ વિઘન નિવારક, પરમ લાભરસ માતા હોમલ્લિ૦ ૮

વીર્ય વિઘન પંડિત વીર્યે હણી, પૂરણ પદવી યોગી;
ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણ ભોગ સુભોગી. હોમલ્લિ૦ ૯

એ અઢાર દૂષણ વર્જિત તનુ, મુનિજન વૃંદે ગાયા;
અવિરતિ રૂપક દોષ નિરૂપણ, નિર્દૂષણ મન ભાયા. હો મલ્લિ૦ ૧૦

ઇણ વિધ પરખી મન વિશરામી, જિનવર ગુણ જે ગાવે;
દીનબંધુની મહેર નજરથી, આનંદઘન પદ પાવે. હો મલ્લિ૦ ૧૧

---

૧. ચોથી. ૨. કુપિતી આલી–પંક્તિ પુરુષવેદ સ્રીવેદ, નપુંસકવેદ.

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

દેખી કામની દોય—એ દેશી.

મલ્લિનાથ જગનાથ, ચરણયુગ ધ્યાઈએ રે, ચ૦
શુદ્ધાતમ પ્રાગ્ભાવ, પરમ પદ પાઈએ રે; પ૦
સાધક કારક ષટ્ક, કરે ગુણ સાધના રે, ક૦
તેહિજ શુદ્ધ સ્વરૂપ, થાયે નિરાબાધના રે. થા૦ ૧
કર્ત્તા આતમ દ્રવ્ય, કારજ નિજ સિદ્ધતા રે, કા૦
ઉપાદાન પરિણામ, પ્રયુક્ત તે કરણતા રે; પ્ર૦
આતમ સંપદ્ દાન, તેહ સંપ્રદાનતા રે, તે૦
દાતા પાત્ર ને દેય, ત્રિભાવ અભેદતા રે; ત્રિ૦ ૨
સ્વપર વિવેચન કરણ, તેહ અપાદાનથી રે, તે૦
સકલ પર્યાય આધાર, સંબંધ આસ્થાનથી રે; સં૦
બાધક કારક ભાવ, અનાદિ નિવારવા રે, અ૦
સાધકતા અવલંબી, તેહ સમારવા રે તે૦ ૩
શુદ્ધ પણે પર્યાય, પ્રવર્ત્તન કાર્યમેં રે, પ્ર૦
કર્ત્તાદિક પરિણામ, તે આતમ ધર્મમે રે; તે૦
ચેતન ચેતન ભાવ, કરે સમવેતમેં[1] રે, ક૦
સાદિ અનંતો કાલ, રહે નિજ ખેતમેં રે. ર૦ ૪
પર કર્તવ્ય સ્વભાવ, કરે તાંલગી[2] કરે રે, ક૦
શુદ્ધકાર્ય રુચિ ભાસ, થયે નવિ આદરે રે; થ૦
શુદ્ધાતમ નિજ કાર્ય, રુચિકારક ફિરે રે, રુ૦
તેહિજ મૂલ સ્વભાવ, ગ્રહે નિજ પદ વરે રે. ગ્ર૦ ૫

---

૧. સમવાય સંબંધમાં. ૨ ત્યાં સુધી.

કારણ કારજરૂપ, અછે કારક દશા રે, અ૦
વસ્તુ પ્રગટ પર્યાય, એહ મનમેં વશ્યા રે; એ૦
પણ શુદ્ધ સ્વરૂપ ધ્યાન, તે ચેતનતા ગ્રહે રે, તે૦
તવ નિજ સાધક ભાવ, સકલ કારક લહે રે. સ૦ ૬
માહરું પૂર્ણાનંદ, પ્રગટ કરવા ભણી રે, પ્ર૦
પુષ્ટાલંબન રૂપ, સેવ પ્રભુજી તણી રે; સે૦
દેવચંદ્ર જિનચંદ્ર, ભક્તિ મનમેં ધરો રે, ભ૦
અવ્યાબાધ અનંત, અક્ષય પદ આદરો રે. અ૦ ૭

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

નાભિરાયાં કે બાગ—એ દેશી.

તુજ મુજ રીઝની રીત, અટપટ એહ ખરીરી;
લટપટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી. ૧
મલ્લિનાથ તુજ રીઝ, જન રીઝે ન હુએરી;
દોય રીઝણનો ઉપાય, સાહમું કાં ન જૂએરી. ૨
દુરારાધ્ય છે લોક, સહુને સમ ન *શશીરી;
એક દુહવાએ ગાઢ, જો એક બોલે હસીરી. ૩
લોક લોકોત્તર વાત રીઝ છે દોય જુઈરી;
તાત ચક્ર ધુર[1] પૂજ્ય, ચિંતા એહ હુઈરી. ૪
રીઝવવો એક સાંઇ,[2] લોક તે વાત કરેરી;
શ્રી નયવિજય સુશિષ્ય, એહિજ ચિત્ત ધરેરી. ૫

૧. પ્રથમ ૨. સ્વામી-પ્રભુ. * ચંદ્ર.

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

થાહરા મોહલા ઉપર મેહ—એ દેશી.

સુગુરુ સુણી ઉપદેશ, ધ્યાયો દિલમેં ધરી હો લાલ, ધ્યા૦
કીધી ભક્તિ અનંત, ચવી ચવી ચાતુરી હો લાલ; ચ૦
સેવ્યો રે વિશ્વાવીશ ઉલટ ધરી ઉલસ્યો હો લાલ, ઉ૦
દીઠો નવી દિદાર, કાંન કીણુ હીલસ્યો હો લાલ. કાં૦ ૧
પરમેશ્વર શું પ્રીત, કહો કિમ કીજીએ હો લાલ, ક૦
નીમખ ન મેલે મીટ, દોષ કીણુ દીજીએ હો લાલ; દો૦
કો ન કરે તકસીર, સેવામાં સાહિબા હો લાલ, સે૦
કીજે ન છોકરવાદ, ભગત ભરમાવવા હો લાલ. ભ૦ ૨
જાણ્યું તમારું જાણુ, પુરુષે ન પારખું હો લાલ, પુ૦
સુગુણ નિર્ગુણનો રાહ, કરો શું સારિખું હો લાલ; ક૦
દીધે દીલાસે, દીનદયાળ કહાવશો હો લાલ, દી૦
કરુણારસભંડાર, બિરુદ કિમ પાવશો હો લાલ. બિ૦ ૩
શું નિપજ્યા તુમે સિદ્ધ, સેવકને અવગણી હો લાલ, સે૦
ભાખો અવિહડ પ્રીત, જાવા ઘો ભોળામણી હો લાલ; જા૦
જો કોઈ રાખે રાગ, નિરાગ ન રાખીએ હો લાલ, નિ૦
ગુણ અવગુણની વાત, કરી પ્રભુ દાખીએ હો લાલ. ક૦ ૪
અમચા[1] દોષ હજાર, તિકે[2] મત ભાળજો હો લાલ, તિ૦
તુમે છો ચતુરસુજાણ, પ્રીતમ ગુણ પાળજો હો લાલ; પ્રી૦
મલ્લિનાથ મહારાજ, મ રાખો આંતરો હો લાલ, મ૦
દ્યો દરિસણ દિલધાર, મિટે જ્યું આંતરો હો લાલ. મિ૦ ૫

૧. અમારા. ૨. તેમને.

મન મંદિર મહારાજ, વિરાજો દિલ મળી હો લાલ, વિ૦
ચંદાતપ જિમ કમળ, હૃદય વિકસે કળી હો લાલ; હૃ૦
રૂપ વિબુધ સુપસાય, કરો અમ રંગ રળી હો લાલ, ક૦
કહે મોહન કવિરાય, સકળ આશા ફળી હો લાલ. સ૦ ૬

## (૨૦) શ્રી મુનિસુવ્રતસ્વામી

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ કાફી, આધા આમ પધારો પૂજ્ય—એ દેશી.

મુનિસુવ્રત જિનરાય, એક મુજ વિનતિ નિસુણો,
આતમ તત્ત્વ કયું જાણ્યું જગત ગુરુ,
એહ વિચાર મુજ કહિયો;
આતમતત્ત્વ જાણ્યા વિણ નિર્મલ,
ચિત્ત સમાધિ નવિ લહિયો. મુનિ૦ ૧

કોઇ અબંધ આતમતત્ત, માને, કિરિયા કરતો દીસે;
ક્રિયાતણું ફલ કહો કુણ ભોગવે, ઇમ પૂછ્યું ચિત્ત રીસે. મુ૦ ૨

જડ ચેતન એ આતમ એકજ, સ્થાવર જંગમ સરીખો;
દુઃખસુખ શંકર દૂષણ આવે, ચિત્ત વિચારી જો પરિખો. મુ૦ ૩

એક કહે નિત્યજ આતમ તત્ત્વ, આતમ દરિસણ લીનો;
વિનાશ અકૃતાગમ દૂષણ, નવિ દેખે મતિહીણો. મુ૦ ૪

મતિ રાગી કહે વાદી, ક્ષણિક એ આતમ જાણો;
ક્ષ સુખ દુઃખ ન ઘટે, એહ વિચાર મન આણો. મુ૦

આત્મતત્ત્વ.

ભૂત ચતુષ્ક વર્જિત આતમ તત્ત, સત્તા અલગી ન ઘટે;
અંધ શકટ જો નજર ન દેખે, તો શું કીજે શકટે? મુનિ૦ ૬

એમ અનેક વાદિ મત વિભ્રમ, સંકટ પડિયો ન લહે;
ચિત્ત સમાધિ તે માટે પૂછું, તુમ વિણ તત્ત કોઇ ન કહે. મુનિ૦ ૭

વળતું જગગુરુ ઇણિપેરે ભાખે, પક્ષપાત સબ છંડી;
રાગદ્વેષ મોહ પખ વર્જિત, આતમશું રઢ મંડી મુનિ૦ ૮

આતમ ધ્યાન કરે જો કોઉ, સો ફીર ઇણમેં નાવે;
વાગ્ જાલ બીજું સહુ જાણે, એહ તત્ત્વ ચિત્ત લાવે. મુનિ૦ ૯

જિણે વિવેક ધરી એ પખ ગ્રહિયો, તે તત્તજ્ઞાની કહિયે;
શ્રી મુનિસુવ્રત કૃપા કરો તો, આનંદઘનપદ લહિયે. મુનિ૦ ૧૦

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

ઓલગડી ઓલગડી સુહેલી હો શ્રી શ્રેયાંસની રે—એ દેશી.

ઓલગડી તો કીજે શ્રી મુનિસુવ્રત સ્વામીની રે,
જેહથી નિજ પદ સિદ્ધિ;
કેવલ કેવલ જ્ઞાનાદિક ગુણ ઉલ્લસે રે,
લહીએ સહજ સમૃદ્ધિ. ઓ૦ ૧

ઉપાદાન ઉપાદાન નિજ પરિણતિ વસ્તુની રે,
પણ કારણ નિમિત્ત આધીન;
પુષ્ટ અપુષ્ટ દુવિધ તે ઉપદિશ્યો રે,
ગ્રાહક વિધિ આધીન. ઓ૦ ૨

સાધ્ય સાધ્ય ધર્મ જે માંહી હુવે રે,
તે નિમિત્ત અતિ પુષ્ટ;
પુષ્પ પુષ્પ માંહી તિલવાસક વાસના રે,
નવિ પ્રધ્વંસક દુષ્ટ. ઓ૦ ૩

દંડ દંડ નિમિત્ત અપુષ્ટ ઘડા તણો રે,
નવિ ઘટતા તસુમાંહી;
સાધક સાધક પ્રધ્વંસકતા અછે રે,
તિણે નહિ નિયત પ્રવાહ. ઓ૦ ૪

ષટ્કારક ષટ્કારક તે કારણ કાર્યનાં રે,
જે કારણ સ્વાધીન;
તે કર્તા તે કર્તા સહુ કારક તે વસુ રે,
કર્મ તે કારણ પીન. ઓ૦ ૫

કાર્ય કાર્ય સંકલ્પે કારક દશા રે,
છતી સત્તા સદ્ભાવ;
અથવા અથવા તુલ્ય ધર્મને જોયવે રે,
સાધ્યારોપણ દાવ. ઓ૦ ૬

અતિશય અતિશય કારણ કારક કરણ તે રે,
નિમિત્ત અને ઉપાદાન,
સંપ્રદાન સંપ્રદાન કારણ પદ ભવનથી રે,
કારણ વ્યય અપાદાન. ઓ૦ ૭

ભવન ભવન વ્યય વિણ કારજ નવિ હુવે રે,
જિમ દ્રષદે ન ઘટત્વ;

શુદ્ધાધાર શુદ્ધાધાર સ્વગુણનું દ્રવ્ય છે રે,
સત્તાધાર સુતંત્ર. ઓ. ૮
આતમ આતમ કર્તા કારજ સિદ્ધતા રે,
તસુ સાધન જિનરાજ;
પ્રભુ દીઠે પ્રભુ દીઠે કારજ રુચિ ઉપજે રે,
પ્રગટે આત્મ સમાજ. ઓ૦ ૯
વંદન વંદન સેવન નમન વળી પૂજના રે,
સ્મરણ સ્તવન વળી ધ્યાન;
દેવચંદ્ર દેવચંદ્ર કીજે જિનરાજની રે,
પ્રગટે પૂર્ણ નિધાન. ઓ૦ ૧૦

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

પાંડવ પાંચે વંદતા—એ દેશી

મુનિસુવ્રત જિન વંદતા, અતિ ઉલ્લસિત તન મન થાય રે;
વદન અનોપમ નિરખતા, મારાં ભવભવનાં દુઃખ જાય રે;
મારાં ભવભવના દુઃખ જાય, જગત ગુરુ જાગતો સુખકંદ રે,
સુખકંદ અમંદ આણંદ, પરમ ગુરુ દીપતો. સુ૦ ૧
નિશિ દિન સુતા જાગતા, હઈડાથી ન રહે દૂર રે;
જબ ઉપગાર સંભારીએ, તવ ઉપજે આનંદ પૂર રે.
ત૦ જ૦ સુ૦ ૨
પ્રભુ ઉપકાર ગુણે ભર્યા, મન અવગુણ એક ન માય રે;
ગુણ ગુણ અનુબંધી હુઆ, તે તો અક્ષય ભાવ કહાય રે.
તે૦ જ૦ સુ૦ ૩

અક્ષય પદ દિયે પ્રેમ જે, પ્રભુનું તે અનુભવ રૂપ રે;
અક્ષર સ્વર ગોચર નહીં, એ તો અકલ અમાય અરૂપ રે. એ૦ જ૦ સુ૦ ૪

અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનના તે ન લિખાય રે;
વાચક યશ કહે પ્રેમથી, પણ મનમાંહે પરખાય રે પ૦ જ૦ સુ૦ ૫

---

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

હો પીઉ પંખીડા—એ દેશી.

હો પ્રભુ મુજ પ્યારા ન્યારા થયા કેઈ રીત જો,
ઓળગુઆને આલાલુંભન તાહરો રે હો;
હો૦ ભક્ત વચ્છલ ભગવંત જો,
આઈ વસો મન મંદિર સાહિબ માહરે રે હો૦ ૧

હો૦ ખીણ ન વિસરું તુજ જો,
તંબોળીના પત્ર તણી પેરે ફેરતો રે હો;
હો૦ લાગી મુજને (તાહરી) માયા જોર જો,
દીણયરવાસી સુસાહિબ તુમને હેરતો રે હો૦ ૨

હો૦ તું નિઃસ્નેહી જિનરાય જો,
એકપખી પ્રીતલડી કિણપરે દાખીએ રે હો;
હો૦ અંતરગતિની મહારાજ જો,
વાતલડી વિણ સાહિબ કેહને દાખીએ રે હો૦ ૩

હો૦ અલખ રૂપ થઈ આપ જો,
જાઈ વસ્યો શિવમંદિર માંહે તું જઈ રે લો;
હો૦ લાધ્યો તુમારો ભેદ જો,
સૂત્ર સિદ્ધાતગતિને સાહિબ તુમે લહી રે લો૦ ૪
હો૦ જગજીવન જિનરાય જો,
મુનિસુવ્રત જિન મુજરો માનજો માહરો રે લો;
હો૦ પય પ્રણમી જિનરાય જો,
ભવ ભવ શરણો સાહિબ સ્વામી તાહરો રે લો૦ ૫
હો૦ રાખશું હૃદય મોઝાર જો,
આપો શામળીઆ દ્યો પદવી તાહરી રે લો;
હો૦ રૂપવિજયનો શિષ્ય જો,
મોહનને મન લાગી માયા તાહરી રે લો૦ ૬

---

## (૨૧) શ્રી નમિનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ આશાવરી.

ધન ધન સંપ્રતિ સાચો રાજા—એ દેશી.

ષટ્ દરિસણ જિનઅંગ ભણી જે, ન્યાસષડંગ જો સાધે રે;
નમિ જિનવરના ચરણ ઉપાસક, ષટ્ દરિસણ આરાધે રે, ષટ્૦ ૧
જિન સુર પાદપ પાય વખાણું, સાંખ્ય જોગ દોય ભેદે રે;
આતમ સત્તા વિવરણ કરતાં, લહો દુગ અંગ અખેદે રે. ષટ્૦ ૨

ભેદ અભેદ સૌગત મીમાંસક, જિનવર દોય કર ભારી રે;
લોકાલોક અવલંબન ભજીએ, ગુરુગમથી અવધારી રે. ષટ્૦ ૩
લોકાયતિક કુખ જિનવરની, અંશ વિચારી જો કીજે રે;
તત્ત્વ વિચાર સુધારસધારા, ગુરુગમ વિણુ કેમ પીજે રે? ષટ્૦ ૪
જૈન જિનેશ્વર વર ઉત્તમ અંગ, અંતરંગ બહિરંગે રે;
અક્ષર ન્યાસ ધરા આરાધક, આરાધે ધરી સંગે રે. ષટ્૦ ૫
જિનવરમાં સઘળાં દરિસણુ છે, દર્શને જિનવર ભજના રે;
સાગરમાં સઘળી તટિની સહી, તટિનીમાં સાગર ભજના રે. ષટ્૦ ૬
જિન સ્વરૂપ થઇ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે;
ભૃંગી ઈલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે. ષટ્૦ ૭
ચૂર્ણી ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ રે;
સમય પુરુષનાં અંગ કહ્યાં એ, જે છેદે તે દુર્ભવિ રે. ષટ્૦ ૮
મુદ્રા બીજ ધારણા અક્ષર, ન્યાસ અરથ વિનિયોગે રે;
જે ધ્યાવે તે નવિ વંચીજે, ક્રિયા અવંચક ભોગે રે. ષટ્૦ ૯
શ્રુત અનુસાર વિચારી બોલું, સુગુરુ તથા વિધિ ન મિલે રે;
કિરિયા કરી નવિ સાધી શકીએ, એ વિષવાદ ચિત્ત સઘળે રે. ષટ્૦૧૦
તે માટે ઊભા કરજોડી, જિનવર આગળ કહીએ રે;
સમય ચરણુ સેવા શુદ્ધ દેજો, જેમ આનંદઘન લહીએ રે. ષટ્૦ ૧૧

---

### શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

પીછોલારી પાલ, ઊભા દોય રાજવી રે—એ દેશી.

શ્રી નમિ જિનવર સેવ, ઘનાઘન ઉનમ્યો રે, ઘ૦
દીઠાં મિથ્યારોર,[1] ભાવિક ચિત્તથી ગમ્યો[2] રે; ભા૦

---

૧. મિથ્યાત્વરૂપી દુકાળ. ૨. ગયો.

શુચિ આચરણા રીતિ, તે અભ્ર વધે વડા રે, તે૦
આતમ પરિણતિ શુદ્ધ, તે વીજ ઝબુકડા રે. તે૦ ૧
વાજે વાય સુવાય, તે પાવન ભાવના રે, તે૦
ઇંદ્ર ધનુષ ત્રિક યોગ, તે ભક્તિ ઇકમના રે; તે૦
નિર્મળ પ્રભુ-સ્તવઘોષ, ધ્વનિ ઘનગર્જના રે, ધ્વ૦
તૃષ્ણા ગ્રીષ્મ કાળ, તાપની તર્જના રે. તા૦ ૨
શુભ લેશ્યાની આલિ, તે બગ પંક્તિ બની રે, તે૦
શ્રેણી સરોવર હંસ, વસે શુચિ ગુણ મુનિ રે; વ૦
ચઉગતિ મારગ બંધ, ભવિક જન ઘર રહ્યા રે, ભ૦
ચેતન સમતા સંગ, રંગમેં ઉમહ્યા રે. ર૦ ૩
સમ્યગ્‌દૃષ્ટિ મોર, તિહાં હરખે ઘણું રે, તિ૦
દેખી અદ્‌ભુત રૂપ, પરમ જિનવર તણું રે; પ૦
પ્રભુગુણનો ઉપદેશ, તે જલધારા વહી રે, તે૦
ધરમ રુચિ ચિત્ત ભૂમિ, માંહિ નિશ્ચલ રહી રે. માં૦ ૪
ચાતક શ્રમણ સમૂહ, કરે તવ પારણો રે, ક૦
અનુભવ રસ આસ્વાદ, સકલ દુઃખ વારણો રે; અ૦
અશુભાચાર નિવારણ, તૃણ અંકુરતા રે, તૃ૦
વિરતિતણા પરિણામ, તે બીજની પૂરતા રે તે૦ ૫
પંચ મહાવ્રત ધાન્ય[1], તણાં કર્ષણ વધ્યા રે, ત૦
સાધ્યભાવ નિજ થાપી, સાધનતાએ સાધ્યાં રે; સા૦
ક્ષાયિક દરિસણ જ્ઞાન, ચરણ ગુણ ઉપન્યા રે, ચ૦
આદિક બહુ ગુણ સસ્ય, આતમ ઘર નીપન્યા રે. આ૦ ૬

---

૧ ધાન્ય.

પ્રભુ હરિસણુ મહામેહ, તણે પરવેશમેં રે, ત૦
પરમાનંદ સુભિક્ષ, થયા મુજ દેશમેં રે; થ૦
દેવચંદ્ર જિનચંદ્ર, તણો અનુભવ કરો રે, ત૦
સાદિ અનંતો કાળ, આતમ સુખ અનુસરો રે. આ૦ ૭

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

શ્રી નમિ જિનની સેવા કરતાં, અલિય[1] વિઘન સવિ દૂર નાસેજી;
અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ લીલા, આવે બહુ મહમૂર[2] પાસેજી. શ્રી ૧
મયમત્તા[3] અંગણુ ગજ ગાજે, રાજે તેજી તુખાર તે ચંગાજી;
બેટાબેટી બંધવ જોડી, લહિયે બહુ અધિકાર રંગાજી. શ્રી ૨
વલ્લભ સંગમ રંગ લહીજે, અણુવાલહા હોય દૂર સહેજેજી;
વાંછા તણો વિલંબ ન હૂજે, કારજ સીઝે ભૂરિ સહેજેજી. શ્રી ૩
ચંદ્ર કિરણ ઉજ્જવલ યશ ઉલસે, સૂરજતુલ્ય પ્રતાપી દીપેજી;
જે પ્રભુ ભક્તિકરેનિત્ય વિનયે,તે અરિયણ[5] બહુ પ્રતાપી જીપેજીશ્રી૪
મંગલમાલા[6] લચ્છિ વિશાલા,[7] બાલા બહુલે પ્રેમ રંગેજી;
શ્રી નયવિજય વિબુધપયસેવક, કહે લહીએ સુખ પ્રેમ અંગેજી શ્રી ૫

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

આસણુરા રે યોગી—એ દેશી.

આજ નમિ જિનરાજને કહીએ,
મીઠે વચને પ્રભુ મન લહીએ રે, સુખકારી સાહેબજી;

૧. ખોટાં. ૨. સંપત્તિના પ્રકાર. ૩. મદોન્મત્ત. ૪. ઘોડા.
૫. શત્રુ. ૬. કલ્યાણની શ્રેણીઓ. ૭. વિશાળ લક્ષ્મી

પ્રભુ છો નિપટ નિઃસનેહી નગીના,
તો હિયડે છું સેવક આધીના રે. સુ૦ ૧
સુનજર કરશો તો વરશો વડાઈ,
શું કહેશે પ્રભુને લડાઈ રે; સુ૦
તુમે અમને કરશો મોટા,
કુણ કહેશે પ્રભુ તુમે છોટા રે ? સુ૦ ૨
નિ:શંક થઈ શુભ વચન કહેશો,
જગ શોભા અધિકી લહેશો રે; સુ૦
અમે તો રહ્યા છિયે તુમને રાચી,
રખે આપ રહો મન ખાંચી રે. સુ૦ ૩

અમે તો કીશું અંતર નવી રાખું,
જે હોવે હૃદય કહી દાખું રે; સુ૦
ગુણી જન આગળ ગુણ કહેવાયે.
જેવારે પ્રીત પ્રમાણે થાયે રે સુ૦ ૪
વિષધર[1] ઇશ હૃદય [illegible]ટાણો,
તેહવો અમને મિળ્યો છે ટાણો રે; સુ૦
નિરવહેશો જો પ્રીત અમારી,
કળિ[3] કીરત થાશે તમારી રે. સુ૦ ૫
ધુત્તાઈ ચિત્તડે નવિ ધરશો,
કાંઈ અવળો વિચાર ન કરશો રે; સુ૦
જિમતિમ કરી સેવક જાણજો,
અવસર લહી શુદ્ધ લહેજો રે. સુ૦ ૬

૧. સર્પ. ૨ શંકરની છાતી ઉપર. ૩. કળિકાળમાં.

આ સમે કહીએ છિયે તુમને,
પ્રભુ દીજે દિલાસો અમને રે; સુ૦
મોહનવિજય સદા મનરંગે,
ચિત્ત લાગ્યો પ્રભુને સંગે રે. સુ૦ ૭

## (૨૨) શ્રી નેમિનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ મારુણી ધણરા ઢોલા--એ દેશી.

અષ્ટભવાંતર વાલહી રે, તું મુજ આતમરામ, મનરાવાલા;
મુક્તિ સ્ત્રીશું આપણે રે, સગપણ કોઈ ન કામ. મ૦ ૧
ઘર આવો હો વાલમ ઘર આવો, મારી આશાના વિશરામ; મ૦
રથ ફેરો હો ! સાજન રથ ફેરો, સાજન મારા મનોરથ સાથ. મ૦ ૨
નારી પખો શો નેહલો રે, સાચ કહે જગનાથ; મ૦
ઈશ્વર અર્ધાંગે ધરી રે, તું મુજ ઝાલે ન હાથ. મ૦ ૩
પશુજનની કરુણા કરી રે, આણી હૃદય વિચાર; મ૦
માણસની કરુણા નહિ રે, એ કુણ ઘર આચાર. મ૦ ૪
પ્રેમ કલ્પતરુ છેદિયો રે, ધરિયો જોગ ધતૂર; મ૦
ચતુરાઈરો કુણ કહો રે, ગુરુ મલિયો જગસૂર. મ૦ ૫
મારું તો એમાં કયુંહી નહિ રે, આપ વિચારો રાજ; મ૦
રાજસભામા બેસતા રે, કિસડી[1] બધસી લાજ. મ૦ ૬
પ્રેમ કરે જગ જન સહુ રે, નિર્વાહે તે ઓર; મ૦
પ્રીત કરીને છોડી દે રે, તેશું ન ચાલે જોર. મ૦ ૭

૧. કોની લાજ વધશે.

જો મનમા એહવું હતું રે, નિસપત[1] કરત ન જાણ; મ૦
નિસપત કરીને છાંડતાં રે, માણુસ હુવે નુકશાન. મ૦ ૮

દેતાં દાન સંવત્સરી રે, સહુ લહે વંછિત પોષ; મ૦
સેવક વાંછિત નવિ લહે રે, તે સેવકનો દોષ મ૦ ૯

સખી કહે એ શામલો રે, હું કહું લક્ષણ સેત,[2] મ૦
ઈણ લક્ષણ સાચી સખી રે, આપ વિચારો હેત. મ૦ ૧૦

રાગી શું રાગી સહુ રે, વૈરાગી શ્યો રાગ; મ૦
રાગ વિના કિમ દાખવો રે, મુકિત સુંદરી માગ? મ૦ ૧૧

એક ગુહ્ય ઘટતું નથી રે, સઘલોઈ જાણે લોક, મ૦
અનેકાંતિક ભોગવો રે, બ્રહ્મચારી ગત રોગ. મ૦ ૧૨

જિણ જોણિ[3] તુમને જોઉં રે, તિણ જોણિ જોવો રાજ; મ૦
એકવાર મુજને જુઓ રે, તો સીઝે મુજ કાજ. મ૦ ૧૩

મોહદશા ધરી ભાવના રે, ચિત્ત લહે તત્ત્વવિચાર; મ૦
વીતરાગતા આદરી રે, પ્રાણનાથ નિરધાર. મ૦ ૧૪

સેવક પણ તે આદરે રે, તો રહે સેવક મામ,[4] મ૦
આશય સાથે ચાલીએ રે, એહીજ રૂડું કામ. મ૦ ૧૫

ત્રિવિધ યોગ ધરી આદર્યો રે, નેમિનાથ ભરતાર; મ૦
ધારણ પોષણ તારણો રે, નવરસ મુક્તાહાર. મ૦ ૧૬
કારણરૂપી પ્રભુ ભજ્યો રે, ગણ્યો ન કાજ અકાજ; મ૦
કૃપા કરી મુજ દીજીએ રે; આનંદઘન પદરાજ. મ૦ ૧૭

---

૧. સંબંધ. ૨. શ્વેત. ૩. દૃષ્ટિ. ૪. લાજ.

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

પદ્મપ્રભ જિન જઈ અલગા વસ્યા—એ દેશી.

નેમિ જિણેસર નિજ કારજ કર્યું, છાંડયો સર્વ વિભાવોજી;
આતમશક્તિ સકલ પ્રગટ કરી, આસ્વાદ્યો નિજ ભાવોજી. ને૦ ૧
રાજુલ નારી રે સારી મતિ ધરી, અવલંબ્યા અરિહંતોજી;
ઉત્તમ સંગે રે ઉત્તમતા વધે, સધે આનંદ અનંતોજી. ને૦ ૨
ધર્મ અધર્મ આકાશ અચેતના, તે વિજાતિ અગ્રાહ્યોજી;
પુદ્ગલ ગ્રહવે રે કર્મ કલંકતા, વાધે બાધક બાહ્યોજી ને૦ ૩
રાગી સંગે રે રાગદશા વધે, થાયે તિણે સંસારોજી;
નિરાગીથી રે રાગનું જોડવું, લહીએ ભવનો પારોજી. ને૦ ૪
અપ્રશસ્તતા રે ટાળિ પ્રશસ્તતા, કરતાં આશ્રવ નાસેજી;
સંવર વાધે રે સાધે નિર્જરા, આતમભાવ પ્રકાશેજી. ને૦ ૫
નેમિ પ્રભુ ધ્યાને રે એકત્વતા, નિજ તત્ત્વે એકતાનોજી;
શુક્લ ધ્યાને રે સાધી સુસિદ્ધતા, લહિયે મુક્તિ નિદાનોજી. ને૦ ૬
અગમ અરૂપી રે અલખ અગોચરુ, પરમાતમ પરમીશોજી;
દેવચંદ્ર જિનવરની સેવના, કરતાં વાધે જગીશોજી. ને૦ ૭

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

આટલા દિન હું જાણતો રે હાં—દેશી.

તોરણથી રથ ફેરી ગયા રે હાં,
પશુઆં શિર દેઈ દોષ મેરે વાલમા;
નવ ભવ નેહ નિવારિયો રે હાં,
શ્યો જોઈ આવ્યા જોષ. મે૦ તો૦ ૧

ચંદ્ર કલંકી જેહથી રે હાં,
રામ ને સીતા વિયોગ; મે૦
તેહ કુરંગને[1] વયણુડે[2] રે હાં,
પતિ આવે કુણ લોગ. મે૦ તો૦ ૨

ઉતારી હું ચિત્તથી રે હાં,
મુક્તિ ધૂતારી હેત. મે૦
સિદ્ધ અનંતે ભોગવી રે હાં,
તેહશ્યુ કવણ સંકેત. મે૦ તો૦ ૩

પ્રીત કરંતાં સોહિલી રે હાં,
નિરવહેતાં જંજાળ. મે૦
જેહવો વ્યાલ[3] ખેલાવવો રે હાં,
જેહવી અગનની ઝાળ. મે૦ તો૦ ૪

જો વિવાહ અવસરે દિઓ રે હાં,
હાથ ઉપર નવિ હાથ. મે૦
દીક્ષા અવસર દીજીએ રે હાં,
શિર ઉપર જગનાથ. મે૦ તો૦ ૫

ઈમ વિલવતી રાજુલ ગઈ રે હાં,
નેમિ કને વ્રત લીધ. મે૦
વાચક યશ કહે પ્રણમિયે રે હાં,
એ દંપતી દોય સિદ્ધ. મે૦ તો૦ ૬

---

૧. હરણના. ૨. વચનથી ૩. સર્પ.

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

દક્ષિણ દોહિલો હો રાજ—એ દેશી.

કાં રથ વાળો હો રાજ, સામું નિહાળો હો રાજ,
પ્રીત સંભારો વાલ્હા યદુકુળ સેહરા;
જીવન મીઠા હો રાજ, મત હોજો ધીઠા હો રાજ,
દીઠા અળજે રે વહાલા નિવહો નેહરા. ૧
નવભવ ભજજા હો રાજ, તિહાં શી લજજા હો રાજ ?
તજત ભજજા રે કાંસે રણકા વાજીઆ;
શિવાદેવી જાયા હો રાજ, માની લ્યો માયા હો રાજ,
કીમહીક પાયા રે વહાલા મધુકર રાજીઆ. ૨
સુણી હરણીનો હો રાજ, વચન કામિનીનો હો રાજ,
સહી તો બીહનો રે વાહલો આયો આવતાં;
કુરંગ કહાણા હો રાજ, ચૂક ન ટાણા હો રાજ,
જાણો વહાલા રે દેખી વર્ગવિરંગતા. ૩
વિણ ગુન્હે અટકી હો રાજ, છાંડો મા છટકી હો રાજ,
કટકી ન કીજે હો વાહલા કીડી ઉપરે;
રોષ નિવારો હો રાજ, મહેલે પધારો હો રાજ,
કાંઈ વિચારો વહાલા ડાખું જિમણું. ૪
એ શી હાંસી હો રાજ, હોય વિખાસી હો રાજ,
જુઓ વિમાસી રે અતિશે રોષ ન કીજીએ;
આ ચિત્રશાળી હો રાજ, સેજ સુંઆળી હો રાજ,
વાત હેતાળી રે વહાલા મહારસ પીજીએ. ૫
મુકતે વહિતા હો રાજ, સામાન્ય વનિતા હો રાજ,
તજી પરિણીતા રે વહાલા કાં તુમે આદરો ?

તુમને જે ભાવે હો રાજ, કુણ સમજાવે હો રાજ,
કિમ કરી આવે રે તાણ્યો કુંજર પાધરો ? ૬
વચને ન ભીનો હો રાજ, નેમ નગીનો હો રાજ,
પરમ ખજાનો રે વહાલા નાણુ અનૂપનો;
વ્રત શિવ સ્વામી હો રાજ, રાજુલ પામી હો રાજ,
કહે હિત કામી રે મોહન રૂપ અનૂપનો. ૭

## (૨૩) શ્રી પાર્શ્વનાથસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ સારંગ રસીઆની દેશી.

ધ્રુવપદ રામી હો સ્વામી માહરા, નિઃકામી ગુણરાય સુજ્ઞાની;
નિજ ગુણ કામી હો પામી તું ધણી, ધ્રુવ આરામી હો થાય. સુ૦ ધ્રુ૦ ૧
સર્વ વ્યાપી કહો સર્વ જાણુંગપણે, પરપરિણમન સરૂપ; સુ૦
પરરૂપે કરી તત્ત્વપણું નહીં, સ્વસત્તા ચિદ્રૂપ સુ૦ ધ્રુ૦ ૨
જ્ઞેય અનેકે હો જ્ઞાન અનેકતા, જલભાજન રવિ જેમ; સુ૦
દ્રવ્ય એકત્વપણે ગુણએકતા, નિજપદરમતા હો ખેમ. સુ૦ ધ્રુ૦ ૩
પરક્ષેત્રે ગત જ્ઞેયને જાણવે, પરક્ષેત્રે થયુ જ્ઞાન; સુ૦
અસ્તિપણું નિજ ક્ષેત્રે તુમે કહ્યું, નિર્મલતા ગુણ માન. સુ૦ ધ્રુ૦ ૪
જ્ઞેય વિનાશે હો જ્ઞાન વિનશ્વરુ, કાળ પ્રમાણે રે થાય, સુ૦
સ્વકાળે કરી સ્વસત્તા સદા, તે પર રીતે ન જાય. સુ૦ ધ્રુ૦ ૫
પરભાવે કરી પરતા પામતા, સ્વસત્તા થિર ઠાણ; સુ૦
આતમ ચતુષ્કમયી પરમાં નહીં, તો કિમ સહુનો રે જાણ. સુ૦ ધ્રુ૦ ૬
અગુરુલઘુ નિજ ગુણને દેખતાં, દ્રવ્ય સકલ દેખંત; સુ૦
સાધારણ ગુણની સાધર્મ્યતા, દર્પણ જલને દૃષ્ટાંત. સુ૦ ધ્રુ૦ ૭

શ્રી પારસજિન પારસ રસ સમો, પણ ઈહાં પારસ[1] નાંહિ; સુ૦
પૂરણરસીઓ હો નિજગુણ પરસનો[2], આનંદઘન મુજ માંહિ સુ.પ્રુ.૮

[૨]
શાંતિજિન એક મુજ વિનતિ—એ દેશી.

પાસજિન તાહરા રૂપનું, મુજ પ્રતિભાસ કેમ હોય રે;
તુજ મુજ સત્તા એકતા, અચલ વિમલ અકળ જોય રે. પાસ૦ ૧
મુજ પ્રવચન પક્ષથી, નિશ્ચય ભેદ ન કોય રે;
વ્યવહારે લખિ દેખીએ, ભેદ પ્રતિભેદ બહુ લોય રે. પાસ૦ ૨
બંધ ન મોક્ષ નહીં નિશ્ચયે, વ્યવહારે ભજ દોય રે;
અખંડિત અબાધિત સોય કદા, નિત અબાધિત સોય રે. પાસ૦ ૩
અન્વય હેતુ વ્યતિરેકથી, અંતરો તુજ મુજ રૂપ રે;
અંતર મેટવા કારણે, આત્મસ્વરૂપ અનૂપ રે. પાસ૦ ૪
આતમતા પરમાત્મતા, શુદ્ધ નય ભેદ ન એક રે;
અવર આરોપિત ધર્મ છે, તેહના ભેદ અનેક રે. પાસ૦ ૫
ધરમી ધરમથી એકતા, તેહ મુજ રૂપ અભેદ રે;
એક સત્તા લખિ એકતા, કહે તે મૂઢ મતિ ખેદ રે. પાસ૦ ૬
આતમ ધર્મ અનુસરી, રમે જે આતમરામ રે;
આનંદઘન પદવી લહે, પરમાતમ તસ નામ રે. પાસ૦ ૭

[૩]

પ્રણમું પદ પંકજ પાર્શ્વના, જસ વાસના અગમ અનૂપ રે;
મોહ્યો મન મધુકર જેહથી, પામે નિજ શુદ્ધ સ્વરૂપ રે. પ્રણમું૦ ૧
પંક કલંક શંકા નહીં, નહીં ખેદાદિક દુઃખ દોષ રે;
ત્રિવિધ અવંચક જોગથી, લહે અધ્યાતમ સુખ પોષ રે પ્રણમું૦ ૨

૧. પાષાણરૂપ પારસ નહીં. ૨. આત્મગુણરૂપ પારસનો.

દુરંદશા દૂરે ટળે, ભજે મુદિતા મૈત્રિ ભાવ રે;
વરતે નિત્ય ચિત્તમધ્યસ્થતા, કરુણામયશુદ્ધ સ્વભાવ રે. પ્રણુમું૦૩
નિજ સ્વભાવ સ્થિર કરી ધરે, ન કરે પુદ્ગલની ખેંચ રે;
સાખી હુઈ વરતે સદા, ન કદી પરભાવ પ્રપંચ રે. પ્રણુમું૦૪
સહજદશા નિશ્ચય જગે, ઉત્તમ અનુભવ રસ રંગ રે;
રાચે નહીં પરભાવશું, નિજભાવશું રંગ અભંગ રે. પ્રણુમું૦૫
નિજગુણ સબ નિજમાં લખે, ન ચખે પરગુણની રેખ રે;
ખીર નીર વિવરો કરે, એ અનુભવ હંસશું પેખ રે. પ્રણુમું૦૬
નિર્વિકલ્પ ધ્યેય અનુભવે, અનુભવ અનુભવની પ્રીત રે;
ઓર ન કબહુ લખી શકે, આનંદઘન પ્રીત પ્રતીત રે. પ્રણુમું૦૭

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

કડખાની દેશી.

સહજ ગુણ આગરો, સ્વામી સુખસાગરો,
જ્ઞાન વયરાગરો[1] પ્રભુ સવાયો;
શુદ્ધતા, એકતા, તીક્ષ્ણતા ભાવથી,
મોહરિપુ જીતી જય પડહ વાયો. સ૦ ૧
વસ્તુ નિજ ભાવ, અવિભાસ નિકલંકતા,
પરિણતિ વૃત્તિતા કરી અભેદે;

---

૧. વયરાગરો=વજ્રાકર, જ્ઞાનરૂપ વજ્ર–રત્નની ખાણ, ખજાનો; કેવલજ્ઞાન નિધાન

ભાવ તાદાત્મ્યતા શક્તિ ઉલ્લાસથી,
સંતતિ યોગને તું ઉચ્છેદે. સ૦ ૨

દોષ ગુણ વસ્તુની, લખિય યથાર્થતા,
લહી ઉદાસીનતા અપર ભાવે;
ધ્વંસિ તજજન્યતા ભાવ કર્તાપણું,
પરમ પ્રભુ તું રમ્યો નિજ સ્વભાવે. સ૦ ૩

શુભ અશુભ ભાવ, અવિભાસ તહકીકતા,
શુભ અશુભ ભાવ તિહાં પ્રભુ ન કીધો;
શુદ્ધ પરિણામતા, વીર્ય કર્ત્તા થઈ,
પરમ અક્રિયતા અમૃત પીધો. સ૦ ૪

શુદ્ધતા પ્રભુ તણી, આત્મભાવે રમે,
પરમ પરમાત્મતા તાસ થાયે;
મિશ્ર ભાવે અછે ત્રિગુણની ભિન્નતા,
ત્રિગુણ એકત્વ તુજ ચરણ આયે. સ૦ ૫

ઉપશમ રસ ભરી, સર્વ જન શંકરી,
મૂર્ત્તિ જિનરાજની આજ ભેટી;
કારણે કાર્યનિષ્પત્તિ શ્રદ્ધાન છે,
તિણે ભવ ભ્રમણની ભીડ મેટી. સ૦ ૬

નયર ખંભાયતે, પાર્શ્વ પ્રભુ દર્શને,
વિકસતે હર્ષ ઉત્સાહ વાધ્યો;
હેતુ એકત્વતા, રમણ પરિણામથી,
સિદ્ધિ સાધકપણો આજ સાધ્યો. સ૦ ૭

આજ કૃતપુણ્ય ધન્ય દિહ માહરો થયો;
આજ નર જન્મ મેં સફળ ભાવ્યો;
દેવચંદ્ર સ્વામી ત્રેવીશમો વંદીઓ,
ભક્તિભર ચિત્ત તુજ ગુણ રમાવ્યો સ૦ ૮

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

દેખી કામની દોય—એ દેશી

વામાનંદન જિનવર, મુનિમાંહિ વડો રે, કે૦ મુ૦
જિમ સુરમાંહિ સોહે, સુરપતિ પરવડો રે; કે૦ સુ૦
જિમ ગિરિમાહિ સુરાચલ, મૃગમાંહે કેસરી રે, કે૦ મૃ૦
જિમ ચંદન તરુમાહિ, સુભટમાંહિ મુરઅરિ રે. કે૦ સુ૦ ૧

નદીયમાંહિ જિમ ગંગ, અનંગ[1] સુરૂપમાં રે, કે૦ અ૦
ફુલમાહિ અરવિંદ,[2] ભરતપતિ ભૂપમાં રે; કે૦ ભ૦
ઐરાવત ગજ માંહિ, ગરૂડ ખગમા[3] યથા રે, કે૦ ગ૦
તેજવંતમાંહિ ભાણુ,[4] વખાણમાહિ જિન કથા રે. કે૦ વ૦ ૨

મંત્રમાહિ નવકાર, રત્નમાહિ સુરમણિ રે, કે૦ રત્ન૦
સાગરમાંહિ સ્વયંભૂરમણ શિરોમણિ રે; કે૦ રમ૦
શુકલ ધ્યાન જિમ ધ્યાનમા, અતિ નિર્મલપણે રે, કે૦ અ૦
શ્રીનય વિજય વિબુધ પય, સેવક ઈમ ભણે રે. કે૦ સે૦ ૩

---

૧. કામદેવ. ૨. કમલ ૩. પક્ષી ૪. સૂર્ય.

### શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

કાનુડો વેણુ વજાવે રે, કાળી નદીને કાંઠે—એ દેશી.

વામાનંદન હો પ્રાણ થકી છો પ્યારા,
નાંહી કીજે હો નયણ થકી ક્ષણ ન્યારા;
પુરિસાદાણી શામળ વરણો, શુદ્ધ સમકિતને ભાસે;
શુદ્ધ પુંજ જિણે કીધો તેહને, ઉજ્વળ વરણ પ્રકાશે. વા૦ ૧

તુમ ચરણે વિષધર પણ નિરવિષ, દંસણે[1] થાયે બીડોજા;[2]
જોતાં અમ શુદ્ધ સ્વભાવ કાં ન હુવે, એહ અમે અચ્છા છોજા. વા૦ ૨

કમઠરાય મદ કિણ ગિણતિમાં, મોહતણો મદ જોતાં;
તાહરી શક્તિ અનંતી આગળ; કેઇ કેઈ મર ગયા ગોતાં. વા૦ ૩

તેં જિમ તાર્યા તિમ કુણ તારે, કુણ તારક કહું એહવો;
સાયરમાન તે સાયર સરિખો, તિમ તુ પણ તું જેહવો. વા૦ ૪

કિમપિ ન એસો તુમે કરુણાકર, તેહ મુજ પ્રાપ્તિ અનંતી;
જેમ પડે કણ કુંજર મુખથી, કીડી બહુ ધનવંતી. વા૦ ૫

એક આવે એક મોજાં પાવે, એક કરે ઓળગડી;
નિજગુણ અનુભવ દેવા આગળ, પડખે નહીં તું બે ઘડી. વા૦ ૬

જેહવી તુમથી માહરી માયા, તેહવી તુમે પણ ધરજો;
મોહનવિજય કહે કવિ રૂપનો, પરતક્ષ કરુણા કરજો. વા૦ ૭

---

૧ દર્શનથી. ૨ ઇન્દ્ર.

## (૨૪) શ્રી મહાવીરસ્વામી.

### શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ ધનાશ્રી.

વીરજીને ચરણે લાગું, વીરપણું તે માગું રે;
મિથ્યા મોહતિમિર ભય ભાગ્યું, જીત નગારું વાગ્યુ રે. વી૦ ૧
છદ્મસ્થ વીર્ય લેશ્યા સંગે, અભિસંધિજ મતિ અંગે રે;
સૂક્ષ્મ સ્થૂલ ક્રિયાને રંગે યોગી થયો ઉમંગે રે. વી૦ ૨
અસંખ્ય પ્રદેશે વીર્ય અસંખે, યોગ અસંખિત કંખે રે;
પુદ્ગલ ગણ તેણે લે સુવિશેષે, યથાશક્તિ મતિ લેખે રે. વી૦ ૩
ઉત્કૃષ્ટે વીર્ય નિવેસે, યોગ ક્રિયા નવી પેસે રે;
યોગ તણી ધ્રુવતાને લેશે, આતમશક્તિ ન ખેસે રે. વી૦ ૪
કામ વીર્ય વશે જેમ ભોગી, તેમ આતમ થયો ભોગી રે;
શૂરપણે આતમ ઉપયોગી, થાય તેહણે અયોગી રે. વી૦ ૫
વીરપણું તે આતમ ઠાણે, જાણ્યુ તુમચી વાણે રે;
ધ્યાન વિન્નાણે શક્તિ પ્રમાણે, નિજ ધ્રુવપદ પહિચાણે રે. વી૦ ૬
આલંબન સાધન જે ત્યાગે, પર પરિણતિને ભાગે રે;
અક્ષય દર્શન જ્ઞાન વૈરાગે, આનંદઘન પ્રભુ જાગે રે વી૦ ૭

---

[ ૨ ]

પંથડો નિહાળું રે બીજા જિન તણો રે—એ દેશી.

ચરમ જિનેસર વિગત સ્વરૂપનું રે, ભાવું કેમ સ્વરૂપ,
સાકારી વિણ ધ્યાન ન સંભવે રે, એ અવિકાર અરૂપ. ચરમ૦ ૧

આપ સ્વરૂપે આતમમાં રમે રે, તેહના ધુર બે ભેદ;
અસંખ્ય ઉક્કોસે સાકારી પદે રે, નિરાકારી નિરભેદ. ચરમ૦ ૨

સૂખમનામ કરમ નિરાકાર જે રે, તેહ ભેદે નહીં અંત;
નિરાકાર જે નિરગતિ કર્મથી રે, તેહ અભેદ અનંત. ચરમ૦ ૩

રૂપ નહીં કઈયે બંધન ઘટ્યું રે, બંધન મોક્ષ ન કોય;
બંધ મોક્ષ વિણુ સાદિ અનંતનું રે, ભંગ સંગ કેમ હોય? ચરમ૦ ૪

દ્રવ્ય વિના તેમ સત્તા નવિ લહે રે, સત્તા વિણુ શો રૂપ;
રૂપ વિના કેમ સિદ્ધ અનંતતા રે, ભાવું અકળ સ્વરૂપ. ચરમ૦ ૫

આતમતા પરિણુતિ જે પરિણુમ્યા રે, તે મુજ ભેદાભેદ;
તદાકાર વિણુ મારા રૂપનું રે, ધ્યાવું વિધિપ્રતિષેધ. ચરમ૦ ૬

અંતિમ ભવગ્રહણે તુજ ભાવનું રે, ભાવશું શુદ્ધ સ્વરૂપ;
તઈયેં આનંદઘન પદ પામશું રે, આતમ રૂપ અનૂપ. ચરમ૦ ૭

---

[ ૩ ]

વીર જિનેશ્વર પરમેશ્વર જયો, જગ જીવન જિન ભૂપ;
અનુભવ મિત્તે રે ચિત્તે હિત કરી, દાખ્યુ તાસ સ્વરૂપ. વીર૦ ૧

જેહ અગોચર માનસ વચનને, તેહ અતીંદ્રિય રૂપ;
અનુભવ મિત્તે રે વ્યક્તિ શક્તિશું, ભાખ્યુ તાસ સ્વરૂપ. વીર૦ ૨

નય નિક્ષેપે રે જેહ ન જાણિયે, નવિ જીહાં પ્રસરે પ્રમાણ;
શુદ્ધ સ્વરૂપે રે તે બ્રહ્મ દાખવે, કેવળ અનુભવ ભાણ. વીર૦ ૩

અલખ અગોચર અનુપમ અર્થનો, કોણ કહી જાણે રે ભેદ;
સહજ વિશુદ્ધયે રે અનુભવ વયણ જે, શાસ્ત્રતે સઘળો રે ખેદ. વીર૦ ૪

દિશિ દેખાડી રે શાસ્ત્ર સવિ રહે, ન લહે અગોચર વાત;
કારજ સાધક બાધક રહિત જે, અનુભવ મિત્ત વિખ્યાત. વીર૦૫

અહો ચતુરાઈ રે અનુભવ મિત્તની,અહો તસ પ્રીતપ્રતીત;
અંતરજામી સ્વામી સમીપ તે, રાખી મિત્રશું રીત. વીર૦૬

અનુભવ સંગે રે રંગે પ્રભુ મલ્યા, સફળ ફળ્યાં સવિકાજ;
નિજ પદ સંપદ જે તે અનુભવે રે, આનંદઘન મહારાજ. વીર૦૭

---

## શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

કડખાની દેશી.

તાર હો તાર પ્રભુ, મુજ સેવક ભણી,
જગતમાં એટલું સુજશ લીજે;
દાસ અવગુણ ભર્યો, જાણી પોતા તણો,
દયાનિધિ દીન પર દયા કીજે. તા૦ ૧

રાગદ્વેષ ભર્યો, મોહ વૈરી નડ્યો,
લોકની રીતિમાં ઘણુંયે રાતો;
ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ રમ્યો,
ભમ્યો ભવમાંહિ હું વિષયમાતો. તા૦ ૨

આદર્યું આચરણ, લોક ઉપચારથી,
શાસ્ત્ર અભ્યાસ પણ કાંઈ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વલી, આત્મ અવલંબવિનું,
તેહવો કાર્ય તિણે કો ન સીધો. તા૦ ૩.

સ્વામી દરિસણ સમો, નિમિત્ત લહી નિર્મલો,
જો ઉપાદાન એ શુચિ ન થાશે;
દોષ કો વસ્તુનો, અહવા ઉદ્યમ તણો,
સ્વામી સેવા સહી નિકટ લાશે. તા૦ ૪

સ્વામી ગુણ ઓળખી, સ્વામીને જે ભજે,
દરિસણ શુદ્ધતા તેહ પામે;
જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી,
કર્મ ઝીપી વસે મુક્તિ ધામે. તા૦ ૫

જગત વત્સલ મહાવીર જિનવર સુણી,
ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો;
તારજો બાપજી બિરુદ નિજ રાખવા,
દાસની સેવના રખે જોશો. તા૦ ૬

વિનતિ માનજો, શક્તિ એ આપજો,
ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે;
સાધિ સાધક દશા, સિદ્ધતા અનુભવી,
દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાશે. તા૦ ૭

---

## કળશ

ચોવીશે જિનગુણ ગાઈએ, ધ્યાઈએ તત્ત્વસ્વરૂપોજી,
પરમાનંદ પદ પાઈએ, અક્ષય જ્ઞાન અનૂપોજી, ચો૦ ૧

ચવદહસે બાવન ભલા, ગણધર ગુણ ભંડારોજી;
સમતામયી સાહુ સાહુણી, સાવય શ્રાવિકા સારોજી. ચો૦ ૨

વર્દ્ધમાન જિનવર તણો, શાસન અતિ સુખકારોજી;
ચઉવિહ સંઘ વિરાજતાં, દુસમ કાલ આધારોજી. ચો૦ ૩

જિન સેવનથી જ્ઞાનતા, લહે હિતાહિત બોધોજી
અહિત ત્યાગ હિત આદરે, સંયમ તપની શોધોજી. ચો૦ ૪

અભિનવ કર્મ અગ્રહણુતા, જીર્ણું કર્મ અભાવોજી;
નિઃકર્મીને અબાધતા, અવેદન અનાકુલ ભાવોજી. ચો૦ ૫

ભાવરોગના વિગમથી, અચલ અક્ષય નિરાબાધોજી;
પૂર્ણાનંદ દશા લહી, વિલસે સિદ્ધ સમાધોજી. ચો૦ ૬

શ્રી જિનચંદ્રની સેવના, પ્રગટે પુણ્ય પ્રધાનોજી;
સુમતિ સાગર અતિ ઉલ્લસે, સાધુરંગ પ્રભુ ધ્યાનોજી. ચો૦ ૭

સુવિહિત ખરતર ગચ્છવરુ, રાજસાગર ઉવઝાયોજી;
જ્ઞાન ધર્મ પાઠક તણો, શિષ્ય સુજસ સુખદાયોજી. ચો૦ ૮

દીપચંદ્ર પાઠક તણો, શિષ્ય સ્તવે જિનરાજોજી;
દેવચંદ્ર પદ સેવતાં, પૂર્ણાનંદ સમાજોજી. ચો. ૯

---

## શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

### રાગ ધન્યાશ્રી.

ગિરુઆ રે ગુણુ તુમ તણા, શ્રી વર્દ્ધમાન જિનરાયા રે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મારી નિર્મલ થાયે કાયા રે. ગિ૦૧
તુમ ગુણગણુ ગંગાજલે, હું ઝીલીને[1] નિર્મળ થાઉં રે;
અવર ન ધંધો આદરું, નિશદિન તારા ગુણુ ગાઉં રે. ગિ૦૨

---

૧. નહાઇને.

ઝીલ્યા જે ગંગાજલે, તે છિલ્લર જલ નવિ પેસે રે;
જે માલતી ફુલે મોહીઆ, તે બાવલ જઈ નવિ બેસે રે. ગિ૦૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યા રે;
તે કેમ પરસુર[1] આદરું, જે પરનારી વશ રાચ્યા રે. ગિ૦૪
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે;
વાચક યશ કહે માહરે, તું જીવ જીવન આધારો રે. ગિ૦૫

---

## શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

પછેડાની દેશી.

દુર્લભ ભવ લહી દોહિલો રે; કહો તરીએ કવણ ઉપાય રે;
પ્રભુજીને વીનવું રે.
સમકિત સાચો સાચવું રે, તે કરણી કિમ થાય રે. પ્ર૦૧
અશુભ મોહ જો મેટીએ રે, કાંઇ શુભ પ્રભુને જાય રે; પ્ર૦
નિરાગે પ્રભુ ધ્યાઈએ રે, કાંઈ તો પણ રાગ કહાય રે. પ્ર૦૨
નામધ્યાતાં જો ધ્યાઇએ રે, કાંઇ પ્રેમ વિના નવિ તાન રે; પ્ર૦
મોહ વિકાર જિહાં તિહાં રે, કાંઈ કિમ તરીએ ગુણધામ રે. પ્ર૦૩
મોહ બંધજ બાંધીઓ રે, કાંઇ બંધ જહાં નહીં સોય રે; પ્ર૦
કર્મ બંધ ન કીજીએ રે, કર્મબંધન ગયે જોય રે. પ્ર૦૪
તેહમાં શો પાડ ચડાવીએ રે, કાંઇ તુમે શ્રી મહારાજ રે; પ્ર૦
વિણ કરણી જો તારશો રે, કાંઈ સાચા શ્રી જિનરાજ રે. પ્ર૦૫
પ્રેમ મગન નીભાવતા રે, કાંઇ ભાવ તિહાં ભવનાશ રે. પ્ર૦
ભાવ તિહાં ભગવંત છે રે, કાંઇ ઉપદિશે આતમ સાસરે. પ્ર૦૬

---

૧. અન્ય હરિહરાદિ દેવ.

પૂરણ ઘટાભ્યંતર ભર્યો રે, કાંઈ અનુભવ અનુહાર રે; પ્ર૦
આતમ ધ્યાને ઓળખી રે, કાંઈ તરશું ભવનો પાર રે પ્ર૦ ૭
વર્ધમાન તુજ વિનતિ રે, કાંઇ માનજો નિશદિશ રે; પ્ર૦
મોહન કહે મનમંદિરે રે, કાંઇ વસિયો તું વિશ્વાધીશ રે પ્ર૦ ૮

---

શ્રી દેવચંદ્રજીકૃત.

## વિંશતિ વિહરમાન જિનસ્તવન.

### (૧) શ્રી સીમંધર જિનસ્તવન.

સિદ્ધચક્ર પદ વંદો—એ દેશી.

શ્રી સીમંધર જિનવર સ્વામી, વિનતડી અવધારો;
શુદ્ધધર્મ પ્રગટ્યો જે તુમચો, પ્રગટો તેહ અમારો રે સ્વામી,
વિનવિયે મન રંગે. ૧
જે પરિણામિક ધર્મ તુમારો, તેહવો અમચો ધર્મ;
શ્રદ્ધાભાસન રમણ વિયોગે, વળગ્યો વિભાવ અધર્મ રે સ્વામી. વિ૦૨
વસ્તુ સ્વભાવ સ્વજાતિ તેહનો, મૂલ અભાવ ન થાય;
પરવિભાવ અનુગત પરિણતિથી, કર્મે તે અવરાય રે સ્વામી. વિ૦૩
જે વિભાવ તે પણ નૈમિત્તિક, સંતતિભાવ અનાદિ;
પરનિમિત્ત તે વિષય સંગાદિક, તે સંયોગે સાદિ રે સ્વામી. વિ૦૪.
અશુદ્ધ નિમિત્તે એ સંસરતા; અત્તા[1] કત્તા[2] પરનો;
શુદ્ધ નિમિત્ત રમે જબ ચિદ્‌ઘન, કર્તા ભોક્તા ઘરનો રે સ્વામી. વિ૦૫

---

૧. આત્મા ૨ કર્તા

જેના ધર્મ અનંતા પ્રગટ્યા, જે નિજપરિણતિ વરિયો;
પરમાતમ જિનદેવ અમોહી, જ્ઞાનાદિક ગુણ દરિયો રે સ્વામી. વિ૦૬

અવલંબન ઉપદેશક રીતે, શ્રી સીમંધર દેવ;
ભજીએ શુદ્ધ નિમિત્ત અનોપમ, તજીએ, ભવભવ ટેવરે સ્વામી. વિ૦૭

શુદ્ધ દેવ અવલંબન કરતાં, પરહરિયે પરભાવ;
આતમ ધર્મ રમણ અનુભવતાં, પ્રગટે આતમ ભાવ રે સ્વામી. વિ૦૮

આતમ ગુણ નિર્મળ નીપજતાં, ધ્યાન સમાધિ સ્વભાવે;
પૂર્ણાનંદ સિદ્ધતા સાધી, દેવચંદ્ર પદ પાવે રે સ્વામી વિ૦૯

---

## શ્રી યશોવિજયજીકૃત.

## વિંશતિ વિહરમાન જિનસ્તવન.

### (૧) શ્રી સીમંધર જિનસ્તવન.

ધીંગ આંબા આંબલીએ—એ દેશી.

પુષ્કલાવઈ વિજયે જયો રે, નયરી પુંડરિગિણિ સાર;
શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાંસ કુમાર, જિણંદરાય,
ધરજો ધર્મસનેહ. ૧

મોટા નાહના અંતરો રે, ગિરુઆ નવિ દાખંત;
શશિ દરિસણ સાયર વધે રે, કૈરવવન વિકસંત. જિ૦ ૨

ઠામ કુઠામ નવિ લેખવે રે, જગ વરસંત જલધાર;
કર દોય કુસુમે વાસીએ રે, છાયા સવિ આધાર. જિ૦ ૩

રાય રંક સરિખા ગણે રે, ઉદ્યોતે શશિ સૂર;
ગંગાજલ તે બિહુતણો રે, તાપ કરે સવિ દૂર. જિ૦ ૪

સરિખા સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ;
મુજશું અંતર કિમ કરો રે, બાંહ્ય ગ્રહ્યાની લાજ. જિ૦ ૫
મુખ દેખી ટીલું કરે રે, તે નહિ હોવે પરમાણ;
મુજરો માને સવિ તણો રે, સાહિબ તેહ સુજાણ. જિ૦ ૬
વૃષભ લંછન માતા સત્યકી રે, નંદન રૂક્મિણી કંત;
વાચક યશ એમ વિનવ્યો રે ભયભંજન ભગવંત. જિ૦ ૭

---

## શ્રી યશોવિજયજીકૃત બીજી ચોવીશી.

### (૧) શ્રી ઋષભ જિનસ્તવન.

મેરો પ્રભુનીકો મેરો પ્રભુનીકો—એ દેશી.

ઋષભ જિનંદા, ઋષભ જિનંદા, તું સાહિબ હું છું તુજ બંદા;
તુજશું પ્રીતિ બની મુજ સાચી, મુજ મનતુજગુણશું રહ્યું માચી ઋ૦૧
દીઠા દેવ રૂચે ન અનેરા, તુજ પાખલિ[1] ચિત્તડું દીએ ફેરા;
સ્વામી શું કામણડું કીધું, ચિત્તડું અમારું ચોરી લીધું. ઋ૦૨
પ્રેમ બંધાણો તે તો જાણો, નિર્વહેશ્યો તો હોશે પ્રમાણો.
વાચક યશ વિનવે જિનરાજ, બાંહ્ય ગ્રહ્યાની તુજને લાજ. ઋ૦૩

---

## શ્રી દેવચંદ્રજીકૃત અતચોવીશી.

---

### (૧) શ્રી કેવલજ્ઞાની જિનસ્તવન.

નામે ગાજે પરમ આહ્લાદ પ્રગટે અનુભવ રસ આસ્વાદ;
તેથી થાયે મતિ સુપ્રસાદ, સુણતાં ભાજે રે કંઇ વિષય વિષાદ રે;

---

૧. આસપાસ. ચોમેર

જિણંદા તાહરા નામથી મન ભીનો. ૧

ક્ષેત્ર અસંખ્ય પ્રદેશ, અનંત પર્યાય નિવેશ,
જાણંગ શક્તિ અશેષ, તેહથી જાણે રે કાંઈ સફળ વિશેષ રે.જિ૦૨

સર્વ પ્રમેય પ્રમાણ, જસ કેવળ નાણ પહાણ;
તિણે કેવળનાણી અભિહાણ,જસ ધ્યાવેરે કાંઈ મુનિવર ઝાણરે.જિ૦૩

ધ્રુવપરિણતિ છતિ જાસ, પરિણતિ પરિણામે ત્રિક રાશ;
કર્ત્તાપદ પ્રવૃત્તિ પ્રકાશ, અસ્તિનાસ્તિ રે કાંઈ સર્વનો ભાસ રે.જિ૦૪

સામાન્ય સ્વભાવનો બોધ, કેવળ દર્શન શોધ;
સહકાર અભાવે રોધ, સમયંતર રે કાંઇ બોધપ્રબોધ રે.જિ૦૫

કારક ચક્ર સમગ્ગ, તે જ્ઞાયક ભાવ વિલગ્ગ;
પરમભાવ સંસગ્ગ, એક રીતે રે કાંઈ થયો ગુણવગ્ગ રે.જિ૦૬

ઈમ સાલંબન જિન ધ્યાન, ભવિ સાધે તત્ત્વ વિધાન;
લહે પૂર્ણાનંદ અમાન, તેહથી થાયે રે કાંઈ શિવ ઈશાન રે.જિ૦૭

દાસ વિભાવ અપાય, નાસે પ્રભુ સુપસાય;
જે તન્મયતાએ ધ્યાય, સહી તેહને રે દેવચંદ્ર પદ થાય રે.જિ૦૮

---

## (૨) શ્રી યુગમંધર જિનસ્તવન.

દેશી નારાયણાની.

શ્રી યુગમંધર વિનવું રે, વિનતડી અવધાર રે, દયાલરાય;
એ પરપરિણતિ રંગથી રે, મુજને નાથ ઉગાર રે. દ૦ શ્રી૦ ૧

કારક ગ્રાહક ભોગ્યતા રે, મેં કીધી મહારાય રે; દ૦
પણ તુજ સરિખો પ્રભુ લહી રે, સાચી વાત કહાય રે. દ૦ શ્રી૦ ૨
યદ્યપિ મૂલ સ્વભાવમેં રે, પરકર્તૃત્વ વિભાવ રે; દ૦
અસ્તિધરમ જે માહરો રે, એહનો તથ્ય અભાવ રે. દ૦ શ્રી૦ ૩
પરપરિણામિકતા દશા રે, લહિ પરકારણ યોગ રે; દ૦
ચેતનતા પરગત થઈ રે, રાચી પુદ્ગલ ભોગ રે. દ૦ શ્રી૦ ૪
અશુદ્ધ નિમિત્ત તો જડ અછેરે, વીર્ય શક્તિ વિહીન રે; દ૦
તું તો વીરજ જ્ઞાનથી રે, સુખ અનંતે લીન રે. દ૦ શ્રી૦ ૫
તિણ કારણ નિશ્ચે કર્યો રે, મુજ નિજ પરિણતિ ભોગ રે; દ૦
તુજ સેવાથી નીપજે રે, ભાજે ભવભય સોગ રે. દ૦ શ્રી૦ ૬
શુદ્ધ રમણ આનંદતા રે, ધ્રુવ નિસ્સંગ સ્વભાવ રે; દ૦
સકલ પ્રદેશ અમૂર્તતા રે, ધ્યાતા સિદ્ધ ઉપાય રે. દ૦ શ્રી૦ ૭
સમ્યક્તત્ત્વ જે ઉપદિશ્યો રે, સુણતાં તત્ત્વ જણાય રે; દ૦
શ્રદ્ધાજ્ઞાને જે ગ્રહ્યો રે, તેહિજ કાર્ય કરાય રે. દ૦ શ્રી૦ ૮
કાર્ય રુચિ કર્તા થયે રે, કારક સવિ પલટાય રે; દ૦
આતમગતે આતમ રમે રે, નિજ ઘર મંગલ થાય રે. દ૦ શ્રી૦ ૯
ત્રાણ શરણ આધાર છો રે, પ્રભુજી ભવ્ય સહાય રે; દ૦
દેવચંદ્ર પદ નીપજે રે, જિનપદકજ સુપસાય રે. દ૦ શ્રી૦ ૧૦

---

## (૨) શ્રી યુગમંધર જિનસ્તવન.

ધનરા ઢોલા—એ દેશી.

શ્રી યુગમંધર સાહિબા રે, તુમશું અવિહડ રંગ; મનના માન્યા;
ચોલમજીઠ તણી પરે રે, તે તો અચલ અભંગ; ગુણના ગેહા. ૧

ભવિજનમન તાંબુ કરે રે, વેધક કંચનવાન; મ૦
ફરિ તાંબુ તે નવિ હુએ રે, તિમ તુમ નેહ પ્રમાણ. ગુ૦ ૨
એક ઉદક લવ જિમ ભળ્યો રે, અક્ષય જલધિમાં સોય; મ૦
તિમ તુજશું ગુણ નેહલો રે, તુજ સમ જગ નહિ કોય. ગુ૦ ૩
તુજશું મુજ મન નેહલો રે, ચંદન ગંધ સમાન; મ૦
મેળે હુઓ એ મૂળગો રે, સહજ સ્વભાવ નિદાન. ગુ૦ ૪
વપ્રવિજય વિજયાપુરી રે, માત સુતારા નંદ; મ૦
ગજ લંછન વિપ્રમંગલા રે, રાણી મન આનંદ. ગુ૦ ૫
સુદૃઢરાય કુળ દિનમણિ રે, જય જય તું જિનરાજ; મ૦
શ્રી નય વિજય વિબુધ તણા રે, શિષ્યને દ્યો શિવરાજ. ગુ૦ ૬

---

## (૨) શ્રી અજિત જિનસ્તવન.

કપૂર હોઈ અતિ ઉજળું રે—એ દેશી.

વિજયાનંદન ગુણનીલોજી, જીવન જગદાધાર;
તેહશું મુજ મન ગોઠડીજી, છાજે વારોવાર.
સોભાગી જિન, તુજ ગુણનો નહિ પાર;
તું તો દોલતનો દાતાર. સો૦ ૧
જેહવી કૂઆ છાંહડીજી, જેહવું વનનું ફૂલ;
તુજશું જે મન નવિ મિળ્યુંજી, તેહવું તેહનું શૂલ. સો૦ ૨
માહરું તો મન થુરિ થકીજી, હળિઉં તુજ ગુણ સંગ;
વાચક યશ કહે રાખજોજી, દિન દિન ચડતો રંગ. સો૦ ૩

---

## (૨) શ્રી નિર્વાણીપ્રભુ જિનસ્તવન.

વીરજી પ્યારા હો વીરજી પ્યારા—એ દેશી

પ્રણમું ચરણ પરમ ગુરુજિનના, હંસ તે મુનિજન મનના;
વાસી અનુભવ નંદન વનના, ભોગી આનંદઘનના,
મોરા સ્વામી હો, તોરો ધ્યાન ધરિજે;
ધ્યાન ધરિજે હો, સિદ્ધિ વરિજે, અનુભવ અમૃત પીજે. મો૦ ૧

સકલ પ્રદેશ સમાગુણ ધારી, નિજનિજ કારજ કારી;
નિરાકાર અવગાહ ઉદારી, શક્તિ સર્વ વિસ્તારી. મો૦ ૨

ગુણગુણ પ્રતિ પર્યાય અનંતા, તે અભિલાપ્ય સ્વતંતા;
અનંતગુણાનભિલાપિ સંતા, કાર્ય વ્યાપાર કરંતા. મો૦ ૩

છતિ અવિભાગી પર્યાયવ્યક્તે, કારજ શક્તિ પ્રવર્તે;
તે વિશેષ સામર્થ્ય પ્રશક્તે, ગુણ પરિણામ અભિવ્યક્તે મો૦ ૪

નિરવાણી પ્રભુ શુદ્ધ સ્વભાવી, અભય નિરાયુ અપાવી;
સ્યાદ્વાદી યમનીગતરાવી, પૂરણ શક્તિ પ્રભાવી. મો૦ ૫

અચલ અખંડ સ્વગુણ આરામી, અનંતાનંદ વિસરામી;
સકલ જીવ ખેદજ્ઞ સુસ્વામી, નિરામગંધી અકામી. મો૦ ૬

નિઃસંગી સેવનથી પ્રગટે, પૂર્ણાનંદી ઇહા;
સાધન શક્તે ગુણ એકત્વે, સીઝે સાધ્ય સમીહા. મો૦ ૭

પુષ્ટ નિમિત્તાલંબન ધ્યાને, સ્વાલંબન લય ઠાને;
દેવચંદ્ર ગુણને એક તાને, પહોચે પૂરણ થાને. મો૦ ૮

## (૩) શ્રી બાહુ જિનસ્તવન.

સંભવજિન અવધારિયે—એ દેશી.

બાહુજિણંદ દયામયી, વર્ત્તમાન ભગવાન, પ્રભુજી;
મહાવિદેહે વિચરતા, કેવલ જ્ઞાન નિધાન. પ્ર૦ બા૦ ૧

દ્રવ્યથકી છ કાયને, ન હણે જેહ લગાર; પ્ર૦
ભાવદયા પરિણામનો, એહીજ છે વ્યવહાર. પ્ર૦ બા૦ ૨

રૂપ અનુત્તર દેવથી, અનંત ગુણ અભિરામ; પ્ર૦
જોતાં પણ જગીજંતુને, ન વધે વિષય વિરામ. પ્ર૦ બા૦ ૩

કર્મઉદય જિનરાજનો, ભવિજન ધર્મ સહાય; પ્ર૦
નામાદિ સંભારતાં, મિથ્યા દોષ વિલાય. પ્ર૦ બા૦ ૪

આતમ ગુણ અવિરાધના, ભાવદયા ભંડાર; પ્ર૦
ક્ષાયિક ગુણ પર્યાયમેં, નવિ પર ધર્મ પ્રચાર. પ્ર૦ બા૦ ૫

ગુણ ગુણ પરિણતિ પરિણમે, બાધક ભાવ વિહીન; પ્ર૦
દ્રવ્ય અસંગી અન્યનો, શુદ્ધ અહિંસક પીન. પ્ર૦ બા૦ ૬

ક્ષેત્રે સર્વ પ્રદેશમેં, નહીં પરભાવ પ્રસંગ; પ્ર૦
અતનુ અયોગી ભાવથી, અવગાહના અભંગ. પ્ર૦ બા૦ ૭

ઉત્પાદ વ્યય ધ્રુવપણે, સહેજે પરિણતિ થાય; પ્ર૦
છેદન યોજનતા નહીં, વસ્તુ સ્વભાવ સમાય. પ્ર. બા૦ ૮

ગુણ પર્યાય અનંતતા, કારક પરિણતિ તેમ; પ્રા૦
નિજનિજ પરિણતિ પરિણમે, ભાવ અહિંસક એમ. પ્ર૦ બા૦ ૯

એમ અહિંસકતામયી, દીઠો તું જિનરાજ; પ્ર૦
રક્ષક નિજપર જીવનો, તારણતરણ જિહાજ. પ્ર૦ મ૦ ૧૦
પરમાતમ પરમેસરુ, ભાવદયાદાતાર; પ્ર૦
સેવો ધ્યાવો એહને, દેવચંદ્ર સુખકાર પ્ર૦ આ૦ ૧૧

## (૩) શ્રી બાહુ જિનસ્તવન.

દેશી નણદલની

સાહિબ બાહુ જિણેસર વિનવું, વિનતડી અવધાર હો; સા૦
ભવભયથી હું ઉભગ્યો, હવે ભવ પાર ઉતાર હો. સા૦ ૧
તુમ સરિખા મુજ શિર છતે, કરમ કરે કિમ જોર હો, સા૦
ભુજંગ તણો ભય તિહાં નહીં, જિહાં વનમાં વિચરે મોર હો. સા૦ ૨
જિહાં રવિ તેજે જળહળે, તિહાં કિમ રહે અંધકાર હો; સા૦
કેસરી જિહાં ક્રીડા કરે, તિહાં નહિ ગજ પરિચાર હો. સા૦ ૩
તિમ જો તુમે મુજ મન રમો, તો નાસે દુરિત સંસાર હો; સા૦
વચ્છવિજય સુસીમાપુરી, રાય સુગ્રીવ મલ્હાર હો. સા૦ ૪
હરિણ લંછન એમ મેં સ્તવ્યો, મોહના રાણીનો કંત હો; સા૦
વિજયાનંદન મુજ દીઓ, યશ કહે સુખ અનંત હો સા૦ ૫

## (૩) શ્રી સંભવનાથ જિનસ્તવન.

સેનાનંદન સાહિબ સાચો રે, પરિપરિ[૧] પરખ્યો હીરો જાચો રે;
પ્રીતિ મુદ્રિકા તેહશું જોડિ રે, જાણું મે લહી કંચન કોડી રે. ૧

---

૧ વારંવાર.

જેણે ચતુરશું ગોઠિ ન બાંધી રે, તિણે તો જાણ્યું ફોકટ વાધી રે;
સુગુણ મેલાવે જેહ ઉચ્છાહો રે, મણુઅ જન્મનો તેહજ લાહો રે. ૨

સુગુણ શિરોમણિ સંભવ સ્વામી રે, નેહનિવાહ ધુરંધર પામી રે;
વાચક યશ કહે મુજ દિન વળિયો રે;
મનહ મનોરથ સઘળો ફળિયો રે. ૩

## (૩) શ્રી સાગરપ્રભુ જિનસ્તવન.

શીતલજિન સહેજાનંદી—એ દેશી.

ગુણઆગર સાગર સ્વામી, મુનિ ભાવ જીવન નિઃકામી;
ગુણકરણે કર્તૃ પ્રયોગી, પ્રાગભાવી સત્તા ભોગી,
સુહંકર ભવ્ય એ જિન ગાવો, જીમ પૂરણ પદવી પાવો. સુ૦ ૧

સામાન્ય સ્વભાવ સ્વપરના, દ્રવ્યાદિ ચતુષ્ટય ધરના;
દેખે દર્શન રચનાયે, નિજવીર્ય અનંત સહાયે સુ૦ ૨

તેહને તે જાણે નાણ, એ ધર્મ વિશેષ પહાણ;
સાવયવી કારજ શક્તે, અવિભાગી પર્યાયવ્યક્તે. સુ૦ ૩

જે કારણ કારજ ભાવે, વરતે પર્યાય પ્રભાવે;
પ્રતિસમયે વ્યય ઉત્પાદિ, જ્ઞેયાદિક અનુગતે સાદિ સુ૦ ૪

અવિભાગી પર્યાય જેહ, સમવાયી કાર્યના ગેહ;
જે નિત્ય ત્રિકાળી અનંત, તસુ જ્ઞાયક મહંત. સુ૦ ૫

જે નિત્ય અનિત્ય સ્વભાવ, તે દેખે દર્શન ભાવ;
સામાન્ય વિશેષના પિંડ, દ્રવ્યાર્થિક વસ્તુ પ્રચંડ સુ૦ ૬

ઈમ કેવળ દર્શન નાણુ, સામાન્ય વિશેષનો ભાણુ;
દ્વિગુણુ આતમ શ્રદ્ધાએ, ચરણાદિક તસુ વ્યવસાયે. સુ૦ ૭

દ્રવ્ય જેહ વિશેષ પરિણામી, તે કહિયે પજ્જવ નામી;
છતિ સામર્થ્ય દુભેદે, પર્યાય વિશેષ નિવેદે. સુ૦ ૮

તસુ રમણે ભોગનો વૃંદ, અપ્રયાસી પૂર્ણાનંદ;
પ્રગટી જસ શક્તિ અનંતી, નિજ કારજ વૃત્તિ સ્વતંત્રી. સુ૦ ૯

ગુણ દ્રવ્ય સામાન્ય સ્વભાવી, તીરથપતિ ત્યક્ત વિભાવી;
પ્રભુ આણા ભકતે લીન, તિણે દેવચંદ્ર પદ કીન. સુ૦ ૧૦

---

## (૪) શ્રી સુબાહુ જિનસ્તવન.

માહરો વાહલો બ્રહ્મચારી.

શ્રી સુબાહુજિન અંતરજામી, મુજ મનનો વિશરામી રે,
પ્રભુ અંતરજામી; આતમ ધર્મ તણો આરામી,
પર પરિણતિ નિષ્કામી રે પ્ર૦ ૧

કેવલ જ્ઞાન અનંત પ્રકાશી, ભવિજન કમલ વિકાસી રે,
ચિદાનંદઘન તત્ત્વવિલાસી, શુદ્ધ સ્વરૂપ નિવાસી રે, પ્ર૦ ૨

યદ્યપિ હું મોહાદિકે છલિયો, પરપરિણતિશું ભલિયો રે; પ્ર૦
હવે તુજસમસુજસાહિબમલિયો,તિણેસવિભવભયટલિયોરે પ્ર૦૩

ધ્યેય સ્વભાવે પ્રભુ અવધારી, દુર્ધ્યાતા પરિણતિ વારી રે; પ્ર૦
ભાસન વીર્ય એકતાકારી, ધ્યાન સહજ સંભારી રે. પ્ર૦ ૪

ધ્યાતા ધ્યેય સમાધિ અભેદે, પર પરિણતિ વિચ્છેદે રે; પ્ર૦
ધ્યાતા સાધક ભાવ ઉચ્છેદે, ધ્યેય સિદ્ધતા વેદે રે. પ્ર૦ ૫

દ્રવ્યક્રિયા સાધન વિધિ યાચી, જે જિન આગમવાચી રે; પ્ર૦
પરિણતિ વૃત્તિ વિભાવે રાચી, તિણ નવિ થાયે સાચી રે. પ્ર૦ ૬
પણ નવિ ભય જિનરાજ પસાયે, તત્ત્વ રસાયણ પાયે રે; પ્ર૦
પ્રભુ ભકતે નિજ ચિત્ત વસાયે, ભાવરોગ મિટ જાયે રે. પ્ર૦ ૭
જિનવર વચન અમૃત અનુસરિયે, તત્ત્ર રમણ આદરિયે રે; પ્ર૦
દ્રવ્યભાવ આશ્રવ પરિહરિયે, દેવચંદ્ર પદ વરિયે રે. પ્ર૦ ૮

## (૪) શ્રી સુબાહુ જિનસ્તવન.

ચતુર સનેહી મોહના—એ દેશી.

સ્વામી સુબાહુ સુહંકરુ, ભૂનંદાનંદન પ્યારો રે;
નિસઢનરેસર કુલતિલો, કિંપુરુષા ભરતારો રે. સ્વા૦ ૧
કપિ લંછન નલિનાવતિ, વપ્રવિજય અયોધ્યાનાહો રે;
રંગે મિલિયે તેહશું, એહ મણુઅ જન્મનો લાહો રે. સ્વા૦ ૨
તે દિન સવિ એળે ગયા, જિહાં પ્રભુશું ગોઠિ ન બાંધી રે;
ભક્તિ દૂતીકાએ મન હર્યું, પણ વાત કહી છે આધી રે સ્વા૦ ૩
અનુભવ મિત્ત જો મોકલું, તો તે સઘળી વાત જણાવે રે;
પણ તેહ વિણ મુજ નવિ સરે, કહોતો પુત્ર વિચાર તે આવેરે સ્વા૦૪
તેણે જઈ વાત સવે કહી, પ્રભુ મળ્યા તે ધ્યાનને ટાણે રે,
શ્રી નય વિજય વિબુધતણો, ઇમ સેવક સુયશ વખાણે રે. સ્વા૦ ૫

## (૪) શ્રી અભિનંદન જિનસ્તવન.

ગોડી ગાજે રે—એ દેશી.

શેઠ સેવો રે અભિનંદન દેવ, જેહની સારે રે સુર કિન્નર સેવ;
એહવો સાહિબ સેવે તેહ હજૂર, જેહનાં પ્રગટે રે કીધાં પુન્યપંડૂર શે૦ ૧

જેહ સુગુણ સનેહી સાહિબ હેજ, દગલીલાથી લહિયે સુખસેજ;
તૃણ સરખું લાગે સઘળે સાચ, તે આગળ આવ્યું ધરણી રાજ. શે૦૨

અલવે મેં પામ્યો તેહવો નાથ, તેહથી હું નિશ્ચય હુઓ રે સનાથ;
વાચકયશકહેપામી રંગરેલ, માનુંફળિય આંગણડે સુરતરુ વેલ. શે૦૩

---

## (૪) શ્રી મહાજશ જિનસ્તવન

રાગ ફાગ.

આત્મ પ્રદેશ રંગ થલ અનોપમ, સમ્યગ્દર્શન રંગ રે,
નિજ સુખકે સધૈયા; તું તો નિજગુણ ખેલ વસંત રે; નિ૦
પર પરિણતિ ચિંતા તજી જિનમેં, જ્ઞાન સખાકે સંગ રે. નિ૦૧

વાસ બરાસ સુરુચિ કેસરઘન, છાંટો પરમ પ્રમોદ રે; નિ૦
આતમ રમણ ગુલાલકી લાલી, સાધક શક્તિ વિનોદ રે. નિ૦૨

ધ્યાન સુધારસ પાન મગનતા, ભોજન સહજ સ્વભોગ રે; નિ૦
રીઝે એકત્વતા તાનમેં વાજે, વાજીંત્ર સન્મુખ યોગ રે. નિ૦ ૩

શુક્લધ્યાન હોરીકી જ્વાલા, જાલે કર્મ કઠોર રે;
શેષપ્રકૃતિદલ ક્ષિરણ નિર્જરા, ભસ્મ ખેલ અતિ જોર રે. નિ૦૪

દેવ મહાજસ ગુણ અવલંબન, નિશ્ચય પરિણતિ વ્યક્તિ રે; નિ૦
જ્ઞાને ધ્યાને અતિ બહુમાને, સાધે મુનિ નિજ શક્તિ રે. નિ૦૫

સકળ અજોગ અલેશ અસંગત, નાહી હોવે સિદ્ધ રે; નિ૦
દેવચંદ્ર આણામેં ખેલે, ઉત્તમ યુહિં પ્રસિદ્ધ રે. નિ૦૬

---

## (૫) શ્રી સુજાત જિનસ્તવન.

દેહુ દેહુ નણુંદ હઠીલી—એ દેશી.

સ્વામી સુજાત સુહાયા, દીઠા આણુંદ ઉપાયા રે;
મનમોહના જિનરાયા;
જીણે પૂરણ તત્ત્વ નિપાયા, દ્રવ્યાસ્તિક નય ઠહરાયા રે. મ૦ ૧
પર્યાયાસ્તિક નયરાયા, તે મૂલ સ્વભાવ સમાયા રે; મ૦
જ્ઞાનાદિક સ્વપર્યાયા, નિજ કાર્ય કરણ વરતાયા રે. મ૦ ૨
અંશનય માર્ગ કહાયા, તે વિકલ્પ ભાવ સુણાયા રે; મ૦
નય ચાર તે દ્રવ્ય થપાયા, શબ્દાદિક ભાવ કહાયા રે. મ૦ ૩
દુર્નય તે સુનય ચલાયા, એકત્વ અભેદે ધ્યાયા રે; મ૦
તે સવિ પરમાર્થ સમાયા, તસુ વર્તન ભેદ ગમાયા રે. મ૦ ૪
સ્યાદ્વાદી વસ્તુ કહીજે, તસુ ધર્મ અનંત લહીજે રે; મ૦
સામાન્ય વિશેષનું ધામ, તે દ્રવ્યાસ્તિક પરિણામ રે. મ૦ ૫
જિનરૂપ અનંત ગણીજે, તે દિવ્ય જ્ઞાન જાણીજે રે; મ૦
શ્રુતજ્ઞાને નય પથ લીજે, અનુભવ આસ્વાદન કીજે રે. મ૦ ૬
પ્રભુશક્તિ વ્યક્તિ એક ભાવે, ગુણ સર્વ રહ્યા સમ ભાવે રે; મ૦
માહરે સત્તા પ્રભુ સરખી, જિનવચન પસાયે પરખી રે. મ૦ ૭
તું તો નિજ સંપત્તિભોગી, હું તો પરપરિણતિનો યોગી રે; મ૦
તિણ તુમ્હ પ્રભુ માહરા સ્વામી, હું સેવક તુજ ગુણ ગ્રામી રે. મ૦ ૮
એ સંબંધ ચિત્ત સમવાય, મુજ સિદ્ધનું કારણ થાય રે; મ૦
જિનરાજની સેવના કરવી, ધ્યેય ધ્યાન ધારણા ધરવી રે. મ૦ ૯
તું પૂરણ બ્રહ્મ અરૂપી, તું જ્ઞાનાનંદ સ્વરૂપી રે; મ૦
ઇમ તત્ત્વાલંબન કરિયે, દેવચંદ્ર પદ વરિયે રે. મ૦ ૧૦

---

## (૫) શ્રી સુજાત જિનસ્તવન.

રામચંદ્રકે બાગમેં આંબો મોરી રહ્યો રી—એ દેશી

સાચો સ્વામી સુજાત, પૂરવ અરધ જયોરી;
ધાતકી ખંડ મઝાર, પુષ્કલાવઇ વિજયોરી. ૧
નયરી પુંડરિગિણિ નાથ, દેવસેન વંશ તિલોરી;
દેવસેનાનો પુત્ર, લંછન ભાનુ ભલોરી ૨
જયસેનાનો કંત, તેહશું પ્રેમ ધર્યોરી;
અવર ન આવે દાય, તેણે વશિ ચિત્ત કર્યોરી. ૩
તુમે મતિ જાણો દૂર, જઇ પરદેશ રહ્યારી;
છો મુજ ચિત્ત હજૂર, ગુણ સંકેત ગ્રહ્યારી. ૪
ઉગે ભાનુ આકાશ, સરવર કમલ હસેરી;
દેખી ચંદ્ર ચકોર, પીવા અમીઅ ધસેરી. ૫
દૂર થકી પણ તેમ, પ્રભુશું ચિત્ત મિલ્યુરી;
શ્રી નયવિજય સુશિષ્ય, કહે ગુણ હેજે હલ્યુરી. ૬

---

## (૫) શ્રી સુમતિનાથજિનસ્તવન.

ઘુઘરીઆળો ઘાટ—એ દેશી.

સુમતિનાથ દાતાર, કીજે ઓળગ તુમ તણી રે;
દીજે શિવસુખ સાર, જાણી ઓળગ જગધણી રે. ૧
અક્ષય ખજાનો તુજ, દેતાં ખોટ લાગે નહિ રે;
કિસિ વિમાસણ ગુજ્જ[1] યાચક થાકે ઉભા રહી રે.
રયણ કોડ તેં દીધ, ઉરણ વિશ્વ તદા કીઓ રે;
વાચક યશ સુપ્રસિદ્ધ, માગે તીન રતન દીઓ રે. ૩

---

૧. છાનુ.

## (૫) શ્રી વિમલ જિનસ્તવન.

કડખાની દેશી.

ધન્ય તું ધન્ય તું ધન્ય જિનરાજ તું,
ધન્ય તુજ શક્તિ વ્યક્તિ સનૂરી;
કાર્ય કારણ દશા સહજ ઉપગારતા,
શુદ્ધ કર્તૃત્વ પરિણામ પૂરી. ધ૦ ૧

આત્મ પ્રભાવ પ્રતિભાસ કારજદશા,
જ્ઞાન અવિભાગ પર્યાય પ્રવૃત્તે;
એમ ગુણ સર્વ નિજ કાર્ય સાધે પ્રગટ,
જ્ઞેયદશ્યાદિ કારણ નિમિત્તે. ધ૦ ૨

દાસ બહુમાન ભાસન રમણ એકતા,
પ્રભુ ગુણાલંબની શુદ્ધ થાયે;
બંધના હેતુ રાગાદિ તુજ ગુણ રસી,
તેહ સાધક અવસ્થા ઉપાયે ધ૦ ૩

કર્મ જંજાલ ગુંજનકરણ યોગ જે,
સ્વામીભક્તિ રમ્યા થિર સમાધિ;
દાન તપ શીલવ્રત નાથ આણાવિના,
થઇ બાધક કરે ભવ ઉપાધિ. ધ૦ ૪

સકળ પ્રદેશ સમકાળ સવિ કાર્યતા,
કરણ સહકાળ કર્તૃત્વ ભાવો;
દ્રવ્ય પ્રદેશ પર્યાય આગમપણે,
અચલ અસહાય અક્રિય દાવો. ધ૦ ૫

ઉત્પત્તિ નાશ ધ્રુવ સર્વદા સર્વની,
ષટ્ગુણી હાનિ વૃદ્ધિ અન્યૂનો;
અસ્તિ નાસ્તિત્વ સત્તા અનાદિથકો,
પરિણમન ભાવથી નહીં અજૂનો. ધ૦ ૬
ઇણીપરે વિમલ જિનરાજની વિમલતા,
ધ્યાનમનમંદિરે જેહ ધ્યાવે;
ધ્યાન પૃથક્ત્વ સવિકલ્પતા રંગથી,
ધ્યાન એકત્વ અવિકલ્પ આવે. ધ૦ ૭
વીતરાગી અસંગી અનંગી પ્રભુ;
નાણુ અપ્રયાસ અવિનાશ ધારી;
દેવચંદ્ર શુદ્ધ સત્તારસી સેવતાં,
સંપદા આત્મ શોભા વધારી. ધ૦ ૮

---

## (૬) શ્રી સ્વયંપ્રભ જિનસ્તવન

મોમનડોહેડાઉહો મિસરિઠાકુરો મહદરો—એ દેશી.

સ્વામી સ્વયંપ્રભને હો જાઉં ભામણે, હરખે વાર હજાર;
વસ્તુ ધર્મ હો પૂરણ જસુ નીપનો, ભાવ કૃપા કિરતાર. સ્વા૦ ૧
દ્રવ્યધર્મ તે હો જોગ સમારવા, વિષયાદિક પરિહાર;
આતમશક્તિ હો સ્વભાવ સુધર્મનો, સાધન હેતુ ઉદાર સ્વા૦ ૨
ઉપશમભાવ હો મિશ્ર ક્ષાયિકપણે, જે નિજ ગુણ પ્રાગ્ભાવ;
પૂર્ણાવસ્થાને હો નીપજાવતો, સાધન ધર્મ સ્વભાવ. સ્વા૦ ૩
સમકિત ગુણથી હો શૈલેશી લગે, આતમ અનુગતભાવ;
સંવર નિર્જરા હો ઉપાદાન હેતુતા, સાધ્યાલંબન દાવ. સ્વા૦ ૪

સકલપ્રદેશે હો કર્મ અભાવતા, પૂર્ણાનંદ સ્વરૂપ;
આતમ ગુણની હો જે સંપૂર્ણતા, સિદ્ધ સ્વભાવ અનૂપ. સ્વા૦ ૫
અચળ અબાધિત હો જે નિસ્સંગતા, પરમાતમ ચિદ્રૂપ;
આતમ ભોગી હો રમતા નિજ પદે, સિદ્ધરમણ એ રૂપ. સ્વા૦ ૬
એહવો ધર્મ હો પ્રભુને નિપન્યો, ભાંખ્યો એહવો ધર્મ;
જે આદરતાં હો ભવિયણ, શુચિ હુવે, ત્રિવિધ વિદારી
કર્મ. સ્વા૦ ૭
નામ ધર્મ હો ઠવણ ધર્મ તથા, દ્રવ્ય ક્ષેત્ર તિમ કાલ;
ભાવ ધર્મના હો હેતુપણે ભલા, ભાવ વિના સહુ આલ. સ્વા૦ ૮
શ્રદ્ધા ભાસન હો તત્ત્વ રમણપણે, કરતાં તન્મય ભાવ;
દેવચંદ્ર હો જિનવર પદ સેવતાં, પ્રગટે વસ્તુ સ્વભાવ. સ્વા૦ ૯

---

## (૬) સ્વયંપ્રભ જિનસ્તવન.

દેશી પારધીયાની.

સ્વામી સ્વયંપ્રભ સુંદરુ રે,
મિત્રનૃપતિ કુળ હંસ રે; ગુણરસીઆ.
માતા સુમંગળા જનમિયો રે,
શશિ લંછન સુપ્રશંસ રે. મનવસીઆ. ૧
વપ્ર વિજય વિજયાપુરી રે, ધાતકી પૂરવ અદ્ધ રે; ગુણ૦
પ્રિયસેના પિયુ પુન્યથી રે, તુમ સેવા મેં લદ્ધ રે. મન૦ ૨
ચખવી સમકિત સુખડી રે, હેળવીઓ હું બાલ રે; ગુ૦
કેવળરત્ન લહ્યા વિના રે, ન તજું ચરણ ત્રિકાળ રે. મ૦ ૩
એકને લલચાવી રહો રે, એકને આપો રાજ રે; ગુ૦
એ તુમ કરવો કિમ ઘટે રે, પંક્તિ ભેદ જિનરાજ રે. મ૦ ૪

કેડ ન છોડું તાહરી રે, આપ્યા વિણ શિવસુખ રે; ગુ૦
ભોજન વિણુ ભાંજે નહીં રે, ભામણુડે જિમ ભૂખ રે મ૦ ૫
આસંગાયત જે હુશે રે, તે કહેશે સો વાર રે; ગુ૦
ભોળિ ભગતે રીઝશે રે, સાહિબ પણુ નિરધાર રે. મ૦ ૬
સવિ જાણે થોડું કહે રે, પ્રભુ તું ચતુર સુજાણુ રે; ગુ૦
વાચક યશ કહે દીજીએ રે, વાછિતસુખ નિર્વાણુ રે મ૦ ૭

## (૬) શ્રી પદ્મપ્રભ જિનસ્તવન.

આજ અધિક ભાવે કરી—એ દેશી.

પદ્મપ્રભજિન સાંભળો, કરે સેવક એ અરદાસ હો;
પાંતિં બેસારીઓ જો તુમ્હે, તો સફળ કરો આશ હો પ૦ ૧
જિન શાસન પાતિ તેં ઠવી, મુજ આપ્યું સમકિત થાળ હો;
હવેભોણા અડંખડ કુણુ ખમે, શિવમોદક પીરસે રસાળ હો. પ૦ ૨
ગજઆસન ગલિત સંચી કરી, જીવે કીડીના વંશ હો,
વાચક યશ કહે એમ ચિત્ત ધરી, દીજે નિજ સુખ એક અંશ હો પ૦ ૩

## (૬) શ્રી સર્વાનુભૂતિ જિનસ્તવન.

જગતારક પ્રભુ વિનવું, વિનતડી અવધાર રે;
તુજ દરિશણુ વિણુ હું ભમ્યો, કાળ અનંત અપાર રે. જ૦ ૧
સુહમ નિગોદ ભવે વસ્યો, પુદ્ગલ પરિઅટ્ટ અનંત રે;
અવ્યવહારપણે ભમ્યો, ક્ષુલ્લક ભવ અત્યંત રે. જ૦ ૨
વ્યવહારે પણુ તિરિય ગતે, ઈગ વણુખંડ અસન્ન રે;
અસંખ્ય પરાવર્તન થયાં, ભમિયો જીવ અધન્નરે. જ૦ ૩
સૂક્ષ્મ સ્થાવર ચારમેં, કાલહ ચક્ર અસંખ્ય રે;
જન્મ મરણુ બહુલા કર્યાં, પુદ્ગલ ભોગને કંખ રે. જ૦ ૪

ઓઘે બાદર ભાવમેં, બાદર તરુપણ એમરે;
પુદ્ગલ અઢી લાગટ વસ્યો, નામ નિગોદે પ્રેમ રે. જ૦ ૫
સ્થાવર થૂલ પરિતમેં, સીત્તર કોડાકોડિ રે;
આયર ભમ્યો પ્રભુનવિ મિલ્યા, મિથ્યા અવિરતિ જોડિ રે. જ૦ ૬
વિગલપણે લાગટ વસ્યો, સંખિજવાસ હજાર રે;
બાદર પજજવ વણુસ્સઇ, ભૂ જલ વાયુ મઝાર રે. જ૦ ૭
અનલ વિગલ પજજતમેં, તસભવ આયુ પ્રમાણ રે;
શુદ્ધ તત્ત્વ પ્રાપ્તિ વિના, ભટકયો નવ નવ ઠાણ રે. જ૦ ૮
સાધિક સાગર સહસ દો, ભોગવીઓ તસ ભાવે રે;
એક સહસ સાધિક ઉદધિ, પંચેંદ્રિ પદ હાવે રે. જ૦ ૯
પર પરિણતિ રાગીપણે, પર રસ રંગે રક્ત રે;
પર ગ્રાહક રક્ષકપણે, પરભોગે આસક્ત રે; જ૦ ૧૦
શુદ્ધ સ્વજાતિ તત્ત્વને, બહુ માને તલ્લીન રે;
તે વિજાતિ રસતા તજી, સ્વસ્વરૂપ રસ પીન રે. જ૦ ૧૧
શ્રી સર્વાનુભૂતિ જિનેશ્વરુ, તારક લાયક દેવ રે;
તુજ ચરણ શરણ રહ્યો, ટળે અનાદિ કુટેવ રે જ૦ ૧૨
સબલા સાહિબ ઓલગે, આતમ સબલો થાય રે;
બાધક પરિણતિ સવિ ટળે, સાધક સિદ્ધિ કહાય રે. જ૦ ૧૩
કારણથી કારજ હુવે, એ પરતીત અનાદિ રે;
માહરા આતમ સિદ્ધિના, નિમિત્ત હેતુ પ્રભુ સાદિ રે. જ૦ ૧૪
અવિસંવાદન હેતુની, દઢ સેવા અભ્યાસ રે;
દેવચંદ્ર પદ નીપજે, પૂર્ણાનંદ વિલાસ રે. જ૦ ૧૫

---

## (૭) શ્રી ઋષભાનનજિન સ્તવન.

વારી હું ગોડી પાસને—એ દેશી.

શ્રી ઋષભાનન વંદિયે, અચલ અનંત ગુણવાસ જિનવર;
ક્ષાયિક ચારિત્ર ભોગથી, જ્ઞાનાનંદ વિલાસ. જિ૦ શ્રી૦ ૧
જે પ્રસન્ન પ્રભુ મુખ ગ્રહે, તેહિજ નયન પ્રધાન, જિ૦
જિન ચરણે જે નામીએ, મસ્તક તેહ પ્રમાણ. જિ૦ શ્રી૦ ૨
અરિહાપદકજ અરચીએ, સ લહિજે તે હથ્થ, જિ૦
પ્રભુગુણ ચિંતનમેં રમે, તેહજ મન સુકયથ્થ. જિ૦ શ્રી૦ ૩
જાણો છો સહુ જીવની, સાધક બાધક ભાંત, જિ૦
પણ શ્રી મુખથી સાંભળી, મન પામે નિરાંત. જિ૦ શ્રી૦ ૪
તીન કાલ જાણંગ ભણી, શું કહિયે વારંવાર; જિ૦
પૂર્ણાનંદી પ્રભુતણું, ધ્યાન તે પરમ આધાર. જિ૦ શ્રી૦ ૫
કારણથી કારજ હુવે, એ શ્રી જિન મુખવાણ; જિ૦
પુષ્ટહેતુ મુજ સિદ્ધિના, જાણી કીધ પ્રમાણ. જિ૦ શ્રી૦ ૬
શુદ્ધ તત્ત્વ નિજ સંપદા, જ્યાં લગે પૂર્ણ ન થાય; જિ૦
ત્યાં લગે જગગુરુ દેવના, સેવું ચરણ સહાય. જિ૦ શ્રી૦ ૭
કારજ પૂર્ણ કર્યા વિના, કારણ કેમ મુકાય; જિ૦
કારજ રુચિ કારણતણા, સેવે શુદ્ધ ઉપાય. જિ૦ શ્રી૦ ૮
જ્ઞાન ચરણ સંપૂર્ણતા અવ્યાબાધ અમાય; જિ૦
દેવચંદ્ર પદ પામીએ, શ્રી જિનરાજ પસાય. જિ૦ શ્રી૦ ૯

---

## (૭) શ્રી ઋષભાનનજિન સ્તવન.

બન્યો કુંઅરજીનો સેહરો—એ દેશી.

શ્રી ઋષભાનન ગુણનીલો,
સોહે મૃગપતિ લંછન પાય હો; જિણંદા;
મોહે મન તું સવિ તણાં,
ભલી વીરસેના તુજ માય હો. જિ૦ શ્રી૦ ૧

વચ્છવિજય સુસીમાપુરી,
ખંડ ધાતકી પૂરવ ભાગ હો; જિ૦
રાણી જયાવતી નાહલો,
કીરતિનૃપસુત વડભાગ હો. જિ૦ શ્રી૦ ૨

હું પૂછું કહો તુમે કેણીપરે,
દિઓ ભગતને મુગતિ સંકેત હો. જિ૦
રુસો નહિ નિંદા કારણે,
તુષો નહિ પૂજા હેત હો. જિ૦ શ્રી૦ ૩

વિણુ સમકિત ફળ કો નવિ લહે,
એહ ગ્રંથે છે અવદાત હો; જિ૦
તો એ શાબાસી તુમને ચઢે,
તુમે કહેવાઓ જગતાત હો. જિ૦ શ્રી૦ ૪

હવે જાણ્યું મનવાંછિત દીએ,
ચિંતામણિ ને સુરકુંભ હો. જિ૦
અગ્નિ મિટાવે શીતને,
જે સેવે થઈ થિરથંભ હો. જિ૦ શ્રી૦ ૫

જિમ એ ગુણ વસ્તુ સ્વભાવથી,
તિમ તુમથી મુગતિ ઉપાય હો; જિ૦
દાયક નાયક ઉપમા,
ભકતે એમ સાચ કહેવાય હો. જિ૦ શ્રી૦ ૬
જપ તપ કિરિયા ફળ દીએ,
તે તુમ ગુણ ધ્યાન નિમિત્ત હો; જિ૦
શ્રી નય વિજય વિબુધ તણા,
સેવકને પરમ તું મિત્ત હો. જિ૦ શ્રી૦ ૭

---

### (૬) શ્રી સુપાર્શ્વજિન સ્તવન.

એ ગુરૂ વાલ્હો રે—એ દેશી.

શ્રી સુપાર્શ્વજિનરાજનો રે, મુખ દીઠે સુખ હોઈ રે;
માનું સકળ પદ મેં લહ્યાં રે, જો તું નેહ નજર ભરી જોઈ;
એ પ્રભુ પ્યારો રે, મારા ચિત્તનો ઠારણહાર મોહનગારો રે. ૧
સિંચે વિશ્વ સુધારસેરે ચંદ્ર રહ્યો પણ દૂર રે;
તિમ પ્રભુ કરુણાદૃષ્ટિથી રે, લહિયે સુખ મહમૂર એ૦ ૨
વાચક યશ કહે તિમ કરો રે, રહિયે જેમ હજૂર રે;
પીજે વાણી મીઠડી રે, જેહવો સરસ ખજૂર. એ૦ ૩

---

### (૭) શ્રીધરજિન સ્તવન.

રસીયાની દેશી

સેમુખ મુખ પ્રભુને ન મળી શકયો,
તો શી વાત કહાય; જિણંદજી.
નિજ પર વીતક વાત લહો સહુ,
પણ મને કિમ પ્રતિત આય. જિ૦સે૦ ૧

ભવ્ય અભવ્ય પરિત્ત અનંત તો,
કૃષ્ણ શુક્લ પક્ષ ધાર; જિ૦
આરાધક વિરાધક રીતનો,
પૂછી કરત નિરધાર. જિ૦ સે૦ ૨
કિણ કાળે કારણ કેહવે મળે,
થાશે મુજને હો સિદ્ધ; જિ૦
આતમતત્ત્વ રુચિ નિજ રિદ્ધિની,
લહિશું સર્વ સમૃદ્ધિ. જિ૦ સે૦ ૩
એક વચન જિન આગમનો લહી,
નીપાવ્યાં નિજ કામ; જિ૦
એટલે આગમ કારણ સંપજે,
ઢીલ થઈ કિમ આમ. જિ૦ સે૦ ૪
શ્રીધરજિન નામ બહુ નિસ્તર્યા,
અલ્પ પ્રયાસે હો જેહ; જિ૦
મુજ સરિખો એટલે કારણ લહે,
ન તરે કહો કિમ તેહ. જિ૦ સે૦ ૫
કારણ જોગે સાધે તત્ત્વને,
નવિ સમર્યો ઉપાદાન; જિ૦
શ્રી જિનરાજ પ્રકાશો મુજ પ્રતે,
તેહનો કોણ નિદાન. જિ૦ સે૦ ૬
ભાવરોગના વૈદ્ય જિનેશ્વરુ,
ભાવ-ઔષધ તુજ ભક્તિ; જિ૦
દેવચંદ્રને શ્રી અરિહંતનો,
છે આધાર એ વ્યક્તિ. જિ૦ સે૦ ૭

---

## (૮) શ્રી અનંતવીર્યજિન સ્તવન.

ચરણાલી ચામુંડ રણ ચઢે—એ દેશી

અનંતવીરજ જિનરાજનો, શુચિ વીરજ પરમ અનંત રે;
નિજ આતમ ભાવે પરિણમ્યો, ગુણવૃત્તિ વર્તનાવંત રે
મન મોહ્યું અમારું પ્રભુગુણે. ૧
યદ્યપિ જીવ સહુ સદા, વીર્યગુણ સત્તાવંત રે;
પણ કર્મે આવૃત ચલ તથા, બાળ બાધક ભાવ લહંત રે. મ૦ ૨
અલ્પવીર્ય ક્ષયોપશમ અછે, અવિભાગ વર્ગણા રૂપ રે;
ષડ્ગુણ એમ અસંખ્યથી, થાએ યોગસ્થાન સરૂપ રે. મ૦ ૩
સુહમ નિગોદી જીવથી, જાવસન્નીવર પજ્જત રે;
યોગના ઠાણ અસંખ્ય છે, તરતમ મોહે પરાયત્ત રે. મ૦ ૪
સંયમને યોગે વીર્ય તે, તુમ્હે કીધો પંડિત દક્ષ રે;
સાધ્ય રસી સાધકપણે, અભિસંધિ રમ્યો નિજ લક્ષ રે. મ૦ ૫
અભિસંધિ અબંધક નીપને, અનભિસંધિ અબંધક થાય રે;
સ્થિર એક તત્ત્વતા વર્તતો, તે ક્ષાયિક શક્તિ સમાય રે. મ૦ ૬
ચક્રભ્રમણ ન્યાય સંયોગતા, તજી કીધ અયોગી ધામ રે;
અકરણ વીર્ય અનંતતા, નિજગુણ સહકાર અકામ રે. મ૦ ૭
શુદ્ધ અચલ નિજવીર્યની, નૈરુપાધિક શક્તિ અનંત રે;
તે પ્રગટી મેં જાણી સહી, તિણે તુમહીજ દેવ મહંત રે. મ૦ ૮
તુજ જ્ઞાને ચેતના અનુગમી, મુજ વીર્ય સ્વરૂપ સમાય રે;
પંડિત ક્ષાયિકતા પામશે, એ પૂરણસિદ્ધિ ઉપાય રે મ૦ ૯
નાયક તારક તું ધણી, સેવનથી આતમ સિદ્ધિ રે;
દેવચંદ્ર પદ સંપજે, વર પરમાનંદ સમૃદ્ધિ રે. મ૦ ૧૦

## (૮) શ્રી અનંતવીર્ય જિન સ્તવન.

નારાયણની દેશી.

જિમ મધુકર મન માલતી રે,
જિમ કુમુદને ચિત્ત ચંદ રે, જિણુંદરાય;
જિમ ગજ મન રેવા નદી રે,
કમળા મન ગોવિંદ રે જિણુંદરાય.
યુ મેરે મન તું વસ્યોજી. ૧
ચાતક ચિત્ત જિમ મેહુલો રે,
જિમ પંથી મન ગેહ રે; જિ૦
હંસા મન માનસરોવરુ રે,
તિમ મુજ તુજશું નેહ રે જિ૦ યું૦ ૨
જિમ નંદનવન ઈન્દ્રને રે,
સીતાને વહાલો રામ રે; જિ૦
ધરમીને મન સંવરુ રે,
વ્યાપારી મન દામ રે. જિ૦ યું૦ ૩
અનંતવીર્ય ગુણસાગરુ રે,
ધાતકી ખંડ મોઝાર રે; જિ૦
પૂરવ અરધ નલિનાવતી રે,
વિજય અયોધ્યા ધાર રે. જિ૦ યું૦ ૪
મેઘરાય મંગળાવતી રે,
સુત, વિજયાવતી કંત રે; જિ૦
અજ લંછન યોગીસરુ રે,
હું સમરું મહામંત રે. જિ૦ યું૦ ૫

ચાહે ચતુર ચૂડામણિ રે;
કવિતા અમૃતની કેળ રે; જિ૦
વાચક યશ કહે સુખ દીઓ રે,
મુજ તુજ ગુણ રંગરેલ રે. જિ૦ સુ૦ ૬

---

## (૮) શ્રી ચંદ્રપ્રભજિન સ્તવન.

બોળાશંભુ—એ દેશી

મોરા સ્વામી ચંદ્રપ્રભજિનરાય, વિનતડી અવધારિયે જીરેજી;
મોરા સ્વામી તુમ્હે છો દીનદયાળ, ભવજલથી મુજ તારિયે. જી૦ ૧
મોરા સ્વામી હું આવ્યો તુજ પાસ, તારક જાણી ગહગહી; જી૦
મોરા સ્વામી જોતાં જગમાં દીઠ, તારક કો બીજો નહિ. જી૦ ૨
મોરા સ્વામી અરજ કરંતાં આજ, લાજ વધે કહો કેણિ પરે; જી૦
મોરા સ્વામી યશ કહે ગોપય તુલ્ય, ભવજળથી કરુણા ધરે. જી૦ ૩

---

## (૮) શ્રી દત્તપ્રભુ સ્તવન.

રાગ ધમાલ

જિન સેવનથે પાઇએ હો; શુદ્ધાતમ મકરંદ, લલના
તત્ત્વ પ્રતીત વસંત ઋતુ પ્રગટી, ગઈ શિશિર કુપ્રતીત લલના;
દુરમતિ રજની લઘુ ભઇ હો, સદ્બોધ દિવસ વદીત. લ૦ જિ૦ ૧
સાધ્ય રુચિ સુસખા મીલીહો, નિજ ગુણ ચરચા ખેલ; લ૦
બાધક ભાવકી નંદના હો, બુધ સુખગારિકો મેલ. લ૦ જિ૦ ૨

પ્રભુગુણ ગાન સુછંદશું હો, વાજિંત્ર અતિશયતાન; લ૦
શુદ્ધ તત્ત્વ બહુ માનતા હો, ખેલત પ્રભુગુણ ધ્યાન. લ૦ જિ૦ ૩
ગુણ બહુ માન ગુલાલશું હો, લાલ ભએ ભવિજીવ; લ૦
રાગ પ્રશસ્તકી ધૂમમેં હો, વિભાવ વિડારે અતીવ. લ૦ જિ૦ ૪
જિનગુણ ખેલમેં ખેલતે હો, પ્રગટ્યો નિજગુણ ખેલ; લ૦
આતમ ઘર આતમ રમે હો, સમતા સુમતિકે મેલ. લ૦ જિ૦ ૫
તત્ત્વ પ્રતીત પ્યાલે ભરે હો, જિનવાણી રસપાન; લ૦
નિર્મલ ભક્તિ લાલી જગી હો, રીઝે એકત્વતા તાન. લ૦ જિ૦ ૬
ભવ વૈરાગ અબીર શું હો, ચરણ રમણ સુમહંત; લ૦
સુમતિ ગુપતિ વનિતા રમે હો, ખેલે હો શુદ્ધ વસંત. લ૦ જિ૦ ૭
ચાચર ગુણ રસિયા લિયે હો, નિજ સાધક પરિણામ; લ૦
કર્મ પ્રકૃતિ અરતિ ગઈ હો, ઉલસિત અમૃત ઉદ્દામ. લ૦ જિ૦ ૮
થિર ઉપયોગ સાધન મુખે હો, પિચકારીકી ધાર; લ૦
ઉપશમ રસભરી છાંટતાં હો, ગઈ તતાઈ અપાર. લ૦ જિ૦ ૯
ગુણ પર્યાય વિચારતાં હો, શક્તિ વ્યક્તિ અનુભૂતિ; લ૦
દ્રવ્યાસ્તિક અવલંબતાં હો, ધ્યાન એકત્વ પ્રસૂતિ. લ૦ જિ૦ ૧૦
રાગ પ્રશસ્ત પ્રભાવના હો, નિમિત્ત કરણ ઉપભેદ; લ૦
નિર્વિકલ્પ સુસમાધિમેં હો, ભયે હે ત્રિગુણ અભેદ. લ૦ જિ૦ ૧૧
ઈમ શ્રીદત્તપ્રભુ ગુણે હો, ફાગ રમે મતિવંત; લ૦
પર પરિણતિરજ ધોયકે હો, નિર્મળ સિદ્ધિ વરંત. લ૦ જિ૦ ૧૨
કારણથે કારજ સધે હો, એહ અનાદિકી ચાલ; લ૦
દેવચંદ્ર પદ પાઈયે હો, કરત નિજ ભાવ સંભાળ. લ૦ જિ૦ ૧૩

---

## (૯) શ્રી સૂરપ્રભજિન સ્તવન.

કડખાની દેશી.

સૂર જગદીશની તીક્ષ્ણ અતિ શૂરતા,
તેણે ચિરકાલનો મોહ જીત્યો;
ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ પરગાશ કરી,
નીપનો પરમ પદ જગ વદીતો. સૂ૦ ૧
પ્રથમ મિથ્યાત્વ હણી શુદ્ધ દંસણ નિપુણ,
પ્રગટ કરી જેણે અવિરતિ પણાસી;
શુદ્ધ ચારિત્ર ગત વીર્ય એકત્વથી,
પરિણતિ કલુષતા સવિ વિણાશી. સૂ૦ ૨
વારિ પરભાવની કર્તૃતા મૂલથી,
આત્મ પરિણામ કર્તૃત્વ ધારી;
શ્રેણી આરોહતાં વેદ હાસ્યાદિની,
સંગમી ચેતના પ્રભુ નિવારી. સૂ૦ ૩
ભેદ જ્ઞાને યથા વસ્તુતા ઓળખી,
દ્રવ્ય પર્યાયમેં થઈ અભેદી;
ભાવ સવિકલ્પતા છેદિ કેવલ સકલ,
જ્ઞાન અનંતતા સ્વામી વેદી સૂ૦ ૪
વીર્ય ક્ષાયિક બલે ચપલતા યોગની,
રોધિ ચેતન કર્યો શુચિ અલેશી;
ભાવ શૈલેશીમેં પરમ અક્રિય થઈ,
ક્ષય કરી ચાર તનુ કર્મ શેષી. સૂ૦

વર્ણ રસ ગંધ વિનુ ફરસ સંસ્થાન વિનુ,
યોગતનુ સંગ વિનુ જિન અરૂપી;
પરમ આનંદ અત્યંત સુખ અનુભવી,
તત્ત્વતન્મય સદા ચિત્સ્વરૂપી. સૂ૦ ૬

તાહરી શૂરતા ધીરતા તીક્ષ્ણતા,
દેખી સેવક તણો ચિત્ત રાચ્યો;
રાગ સુપ્રશસ્તથી ગુણી આશ્રયંતા,
ગુણી અદ્ભુતપણે જીવ માચ્યો. સૂ૦ ૭

આત્મગુણ રુચિ થયે તત્ત્વ સાધન રસી,
તત્ત્વ નિષ્પત્તિ નિર્વાણ થાવે;
દેવચંદ્ર શુદ્ધ પરમાત્મ સેવન થકી,
પરમ આત્મિક આનંદ પાવે. સૂ૦ ૮

---

## (૯) શ્રી સૂરપ્રભજિન સ્તવન.

લાભપુરા બજારમાં—એ દેશી.

સૂરપ્રભ જિનવર ધાતકી, પશ્ચિમ અર્ધે જયકાર; મેરે લાલ
પુષ્કલાવઇ વિજયે સોહામણો, પુરી પુંડરિગિણિ શણગાર;
મેરે લાલ, ચતુર શિરોમણિ સાહિબો. ૧

નંદસેનાનો નાહલો, હય લંછન વિજય મલ્હાર; મેરે૦
વિજયાવતી કુખે ઉપન્યો, ત્રિભુવનનો આધાર. મે૦ ચતુર૦ ૨

અલવે જસ સાહમું જુએ, કરુણાભર નયન વિલાસ; મે૦
તે પામે પ્રભુતા જગતણી, એહવો છે પ્રભુ સુખવાસ. મે૦ ચ૦ ૩

મુખમટકે જગજન વશ કરે, લોચણ લટકે હરે ચિત્ત; મે૦
ચારિત્ર ચટકે પાતિક હરે, અટકે નહિ કરતો હિત. મે૦ ચ૦ ૪
ઉપકારી શિર સેહરો, ગુણનો નવિ આવે પાર; મે૦
શ્રી નય વિજય સુશિષ્યને, હોજો નિત્ય મંગળમાળ. મે૦ ચ૦ ૫

## (૯) સુવિધિજિન સ્તવન.

જેમ પ્રીતિ ચંદ્ર ચકોરને, જિમ મોરને મન મેહરે;
અમને તે તુમશું ઉલ્લસે, તિમ નાહ નવલો નેહ
સુવિધિ જિનેસરુ, સાંભળો ચતુર સુજાણ અતિ અલવેસરુ ૧
અણ દીઠે અલજો ઘણો, દીઠે તે તૃપ્તિ ન હોઇ રે
મન તોહિ સુખ માની લિયે, વાહલા તણું સુખ જોઇ. સુ૦ ૨
જિમ વિરહ કઇયે નવિ હુયે, કિજિયે તેહવો સંચરે;
કર જોડી વાચક યશ કહે, ભાંજો તે ભેદ પ્રપંચ. સુ૦ ૩

## (૯) શ્રી દામોદરજિન સ્તવન.

મેરા સાહિબ હો શ્રી શીતલનાથકે—એ દેશી

સુપ્રતીતે હો કરી થિર ઉપયોગ કે, દામોદર જિન વંદીએ;
અનાદિની હો જે મિથ્યા ભ્રાંતિ કે, તેહ સર્વથા છંડીએ;
અવિરતિ હો જે પરિણતિ દુષ્ટ કે, ટાળી થિરતા સાધીએ;
કષાયની હો કશ્મલતા કાપી કે, વર સમતા આરાધીએ ૧
જંબુને હો ભરતે જિનરાજ કે, નવમા અતીત ચોવીશીએ;
જસ નામે હો પ્રગટે ગુણરાશિ કે, ધ્યાને શિવસુખ વિલસીએ;

અપરાધી હો જે તુજથી દૂર કે, [1]ભૂરિ ભ્રમણ દુઃખના ધણી;
તે માટે હો તુજ સેવા રંગ કે, હોજો એ ઇચ્છા ઘણી. ૨

મરુધરમેં હો જિમ [2]સુરતરુ લુંબકે, સાગરમેં [3]પ્રવહણ સમો;
ભવ ભમતાં હો ભવિજન આધારકે, પ્રભુ દરિશણ સુખ અનુપમો;
આતમની હો જે શક્તિ અનંત કે, તેહ સ્વરૂપ પદે ધર્યા;
પરિણામિક હો જ્ઞાનાદિક ધર્મ કે, સ્વસ્વકાર્યપણે વર્યા. ૩

અવિનાશી હો જે આત્માનંદ કે, પૂર્ણ અખંડ સ્વભાવનો;
નિજ ગુણનો હો જે વર્તન ધર્મ કે, સહજ વિલાસી દાવનો;
તસ ભોગી હો તું જિનવર દેવકે, ત્યાગી સર્વ વિભાવનો;
શ્રુતજ્ઞાની હો ન કહી શકે સર્વ કે, મહિમા તુજ પ્રભાવનો. ૪

નિઃકામી હો નિઃકષાઇ નાથ કે, સાથ હોજો નિત તુમ્હ તણો;
તુમ આણા હો આરાધન શુદ્ધ કે, સાધું હું સાધકપણો;
વીતરાગથી હો જે રાગ વિશુદ્ધ કે, તેહીજ ભવભય વારણો;
જિનચંદ્રની હો જે ભક્તિ એકત્વ કે, દેવચંદ્ર પદ કારણો. ૫

---

## (૧૦) શ્રી વિશાલજિન સ્તવન

પ્રાણી વાણી જિનતણી—એ દેશી

દેવ વિશાલ જિણંદની, તમે ધ્યાવો તત્ત્વસમાધિ રે;
ચિદાનંદ રસ અનુભવી, સહજ અકૃત નિરુપાધિ રે.
સ૦ અરિહંત પદ વંદિયે ગુણવંત રે;
ગુણવંત અનંત મહંત સ્તવો, ભવતારણો ભગવંત રે; ૧

---

૧. બહુ. ૨. આંબાની કેરીનું લુંબખું. ૩. જહાજ જેવો.

ભવ ઉપાધિ ગદ ટાલવા, પ્રભુજી છો વૈદ્ય અમોઘ રે;
રત્નત્રયિ ઔષધ કરી, તમે તાર્યા ભવિજન ઓઘ રે. ત૦ અ૦ ૨

ભવ સમુદ્ર જલ તારવા, નિર્યામક સમ જિનરાજ રે;
ચરણ જહાજે પામિયે, અક્ષય શિવનગરનું રાજ રે. અ૦ અ૦ ૩

ભવ અટવી અતિ ગહનથી, પારગ પ્રભુજી સત્થવાહ રે;
શુદ્ધ માર્ગ દર્શક પણે, યોગ ક્ષેમંકર નાહ રે. યો૦ અ૦ ૪

રક્ષક જિન છકાયના, વળી મોહનિવારક સ્વામી રે;
શ્રમણ સંઘ રક્ષક સદા, તેણે ગોપ ઈશ અભિરામ રે. અ૦ ૫

ભાવ અહિંસક પૂર્ણતા, માહણતા ઉપદેશ રે;
ધર્મ અહિંસક નીપનો, માહણ જગદીશ વિશેષ રે. મા૦ અ૦ ૬

પુષ્ટ કારણ અરિહંતજી, તારક જ્ઞાયક મુનિચંદ રે;
મોચક સર્વ વિભાવથી, ઝીંપાવે મોહ અરિંદ રે. ઝીં૦ અ૦ ૭

કામ કુંભ સુરમણિ પરે, સહેજે ઉપકારી થાય રે;
દેવચંદ્ર સુખકર પ્રભુ, ગુણ ગેહ અમોહ અમાય રે. ગુ૦ અ૦ ૮

---

## (૧૦) શ્રી વિશાલજિન સ્તવન.

દેશી લુહારીની

ધાતકી ખંડે હો કે પશ્ચિમ અરધ ભલો,
વિજયા નયરી હો કે વપ્ર તે વિજયતિલો;
તિહાં જિન વિચરે હો કે સ્વામી વિશાળ સદા,
નિત નિત વંદું હો કે વિમળા કંત મુદા. ૧

નાગ નરેસર હો કે વંશ ઉદ્યોતકરુ,
ભદ્રાએ જાયા હો કે પ્રત્યક્ષ દેવતરુ;
ભાનુ લંછન હો કે મિલવા મન તલસે,
તસ ગુણ સુણિયા હો કે શ્રવણે અમી વરસે. ૨
આંખડી દીધી હો કે જો હોએ મુજ મનને,
પાંખડી દીધી હો કે અથવા જો તનને;
મનના મનોરથ હો કે તો સવિ તુરત ફળે,
તુજ મુખ દેખવા હો કે હરખિત હેજ મળે. ૩
આડા ડુંગર હો કે દરિયા નદિય ઘણી,
પણ શક્તિ ન તેહવિ હો કે આવું તુજ ભણી;
તુજ પાય સેવા હો કે સુરવર કોડિ કરે,
જો એક આવે હો કે તો મુજ દુઃખ હરે. ૪
અતિ ઘણી રાતી હો કે અગ્નિ મજીઠ સહે,
ઘણુશું હણીએ હો કે દેશ વિયોગ લહે;
પણ ગિરુઆ પ્રભુશું હો કે રાગ તે દુરિત હરે,
વાચક યશ કહે હો કે ધરિએ ચિત્ત ખરે. ૫

---

## (૧૦) શ્રી શીતલનાથજિન સ્તવન.

ભોલીડા હંસારે—એ દેશી.

શીતલજિન તુજ મુજ વિચિ[1] આંતરું, નિશ્ચયથી નહિ કોય;
દંસણ નાણ ચરણ ગુણ જીવને, સહુને પૂરણ હોય.
અંતરયામી રે સ્વામી સાંભળો. ૧

---

૧. વચ્ચે.

પણ મુજ માયા રે ભેદી ભોળવે, બાહ્ય દેખાડી રે વેષ;
હિયડે જૂઠી રે મુખ અતિ મીઠડી, જેહવી ધૂરત વેષ. અં૦ ૨
એહને સ્વામી રે મુજથી વેગળી, કીજે દીનદયાળ;
વાચક યશ કહે જિમ તુમશું મિલી, લહિયે સુખ સુવિશાળ. અં૦ ૩

---

## (૧૦) સુતેજજિન સ્તવન.

અતિ રૂડી રે અતિ રૂડી, જિનજીની થિરતા અતિ રૂડી;
સકલ પ્રદેશ અનંતી, ગુણ પર્યાય શક્તિ મહંતી લાલ; અ૦
તસુ રમણે અનુભવવંતી, પરરમણે જે ન રમંતી લાલ. અ૦ ૧
ઉત્પાદ વ્યયે પલટતી, ધ્રુવ શક્તિ ત્રિપદીસંતી લાલ; અ૦
ઉત્પાદે ઉતપતમંતી, પૂરવ પરિણતિ વ્યયપંતિ લાલ. અ૦ ૨
નવનવ ઉપયોગે નવલી, ગુણછતિથી તે નિત અચલી લાલ; અ૦
પરદ્રવ્યે જે નવિ ગમણી, ક્ષેત્રાતરમાહિ ન રમણી લાલ. અ૦ ૩
અતિશય ચોગે નવિ દીપે, પરભાવ લણી નવિ છીપે લાલ; અ૦
નિજ તત્ત્વ રસે જે લીની, બીજે કીણહી નવિ કીની લાલ. અ૦ ૪
સંગ્રહનયથી જે અનાદિ, પણ એવંભૂતે સાદિ લાલ; અ૦
જેહને બહુ માને પ્રાણી, પામે નિજ ગુણ સહનાણી[1] લાલ અ૦ ૫
થિરતાથી થિરતા વાધે, [2]સાધક નિજ પ્રભુતા સાધે લાલ; અ૦
પ્રભુગુણને રંગે રમતા, તે પામે અવિચલ સમતા લાલ. અ૦ ૬
નિજ તેજે જેહ સુતેજા, જે સેવે ધરી બહુ હેજા[3] લાલ, અ૦
શુદ્ધાલંબન જે પ્રભુ ધ્યાવે, તે દેવચંદ્ર પદ પાવે લાલ. અ૦ ૭

---

૧. નિશાની. ૨. સાધન કરનારા. ૩. સ્નેહ

## (૧૧) શ્રી વજ્રંધરજિન સ્તવન.

નદી યમુના કે તીર—એ દેશી.

વિહરમાન ભગવાન, સુણો મુજ વિનતિ,
જગતારક જગનાથ, અછો ત્રિભુવન પતિ;
ભાસક લોકાલોક, તિણે જાણો છતિ,
તો પણ વિતક વાત, કહું છું તુજ પ્રતિ. ૧

હું સ્વરૂપ નિજ છોડિ, રમ્યો પર પુદ્‌ગલે,
ઝીલ્યો ઉલટ આણી, વિષય તૃષ્ણાજલે;
આશ્રવ બંધ વિભાવ, કરું રુચિ આપણી,
ભૂલ્યો મિથ્યાવાસ, દોષ દઉં પરભણી. ૨

અવગુણ ઢાંકણ કાજ, કરું જિનમત ક્રિયા,
ન તજું અવગુણ ચાલ, અનાદિની જે પ્રિયા;
દૃષ્ટિરાગનો પોષ, તેહ સમકિત ગણું,
સ્યાદ્વાદની રીત, ન દેખું નિજપણું. ૩

મન તનુ ચપલ સ્વભાવ, વચન એકાંતતા,
વસ્તુ અનંત સ્વભાવ, ન ભાસે જે છતા;
જે લોકોત્તર દેવ, નમું લૌકિકથી,
દુર્લભ સિદ્ધ સ્વભાવ, પ્રભો તહકીકથી. ૪

મહાવિદેહ મઝાર કે, તારક જિનવરુ,
શ્રીવજ્રંધર અરિહંત, અનંત ગુણાકરુ;
તે નિર્યામક શ્રેષ્ઠ, સહી મુજ તારશે,
મહાવૈદ્ય ગુણયોગ, રોગ ભવ વારશે. ૫

પ્રભુમુખ ભવ્ય સ્વભાવ, સુણું જો માહરો,
તો પામે પ્રમોદ, એહ ચેતન ખરો;
થાયે શિવપદ આશ, રાશિસુખવૃંદની,
સહજ સ્વતંત્ર સ્વરૂપ, ખાણુ આણુંદની. ૬
વલગ્યા જે પ્રભુનામ, ધામ તે ગુણતણા,
ધારો ચેતનરામ, એહ થિરવાસના;
દેવચંદ્ર જિનચંદ્ર, હૃદય સ્થિર થાપજો,
જિન આણાયુત ભક્તિ, શક્તિ મુજ આપજો. ૭

## (૧૧) શ્રી વજ્રંધરજિન સ્તવન.

માહરા સુગુણ સનેહા પ્રભુજી—એ દેશી.

શંખ લંછન વજ્રંધર સ્વામી,
માતા સરસ્વતી સુત શિવગામી હો; ભાવે ભવિવંદો.
નરનાથ પદ્મરથ જાયો,
વિજયાવતી ચિત્ત સુહાયો હો. ભાવે૦ ૧
ખંડ ધાતકી પશ્ચિમ ભાગે,
પ્રભુ ધર્મ ધુરંધર જાગે હો; ભા૦
વચ્છ વિજયમા નયરી સુસીમા,
તિહાં થાપે ધરમની સીમા હો. ભા૦ ૨
પ્રભુ મનમાં અમે વસવું જેહ,
સ્વપ્ને પણ દુર્લભ તેહ હો; ભા૦
પણ અમ મન પ્રભુ જો વસશે,
તો ધરમની વેલ ઉલ્લસશે હો. ભા૦ ૩

સ્વપ્ને પ્રભુ મુખ નિરખંતા,
અમે પામું સુખ હરખંતાં, હો; ભા૦
જેહ સ્વપ્ન રહિત કહિયા દેવા,
તેહથી અમે અધિક કહેવા હો. ભા૦ ૪
મણિ માણિક કનકની કોડિ,
રાણીમ ઋદ્ધિ રમણી જોડિ હો; ભા૦
પ્રભુ દરિશણના સુખ આગે,
કહો અધિકેરું કુણ માગે હો ભા૦ ૫
પ્રભુ દૂર થકી પણ ભેટચા,
તેણે પ્રેમે દુઃખ સવિ મેટચા હો; ભા૦
ગુરુ શ્રી નયવિજય સુશિષ્ય,
પ્રભુ ધ્યાન રમે નિશદિશ હો. ભા૦ ૬

## (૧૧) શ્રી શ્રેયાંસજિન સ્તવન.

સુખ મરકલડે—એ દેશી.

શ્રેયાંસ જિનેશ્વર દાતાજી, સાહિબ સાંભળો;
તુમે જગમાં અતિ વિખ્યાતાજી, સા૦
માંગ્યુ દેતાં તે કિશું વિમાસોજી, સા૦
મુજ મનમાં એહ તમાસોજી, સા૦ ૧
તુમ દેતાં સવિ દેવાયેજી, સા૦
તો અજર[1] કર્યે શું થાયેજી, સા૦
યશ પૂરણ કેમ લહિજેજી, સા૦
જો અરજ કરીને દીજેજી. સા૦ ૨

૧. જરા (જન્માદિ) રહિત અક્ષય.

જો અધિકું દ્યો તો દેજોજી, સા૦
સેવક કરી ચિત્ત ધરે જોજી, સા૦
યશ કહે તુમ પદ સેવાજી, સા૦
તે મુજ સુરતરુફળમેવાજી. સા૦ ૩

---

## (૧૧) શ્રી સ્વામીપ્રભ સ્તવન.

રહો રહો રહો રહો વાલહા—એ દેશી.

નમિ નમિ નમિ નમિ વિનવું, સુગુણ સ્વામી જિણંદ નાથ રે;
જ્ઞેય સકલ જાણંગ તુમે, પ્રભુજી જ્ઞાનદિણંદ નાથ રે. ન૦ ૧
વર્તમાન એ જીવની, એહવી પરિણતિ કેમ; ના૦
જાણું હેય વિભાવને, પણ નવિ છૂટે પ્રેમ ના૦ ન૦ ૨
પરપરિણતિરસ રંગતા, પર ગ્રાહકતા ભાવ; ના૦
પર કરતા પર ભોગતા, શ્યો થયો એહ સ્વભાવ. ના૦ ન૦ ૩
વિષય કષાય અશુદ્ધતા, ન ઘટે એ નિરધાર[1]; ના૦
તો પણ વર્તું તેહને, કિમ તરીએ સંસાર. ના૦ ન૦ ૪
મિથ્યા અવિરતિ પ્રમુખને[2], નિયમા જાણું દોષ; ના૦
નિંદું ગરહું વળી વળી, પણ ને પામે સંતોષ. ના૦ ન૦ ૫
અંતરંગ પરરમણતા, ટલશે કિશ્યે ઉપાય; ના૦
આણા આરાધન વિના, કિમ ગુણસિદ્ધિ થાય. ના૦ ન૦ ૬
હવે જિન વચન પ્રસંગથી, જાણી સાધક નીતિ; ના૦
શુદ્ધ સાધ્ય રુચિપણે, કરીએ સાધન રીતિ. ના૦ ન૦ ૭

---

૧. જરૂર. ૨ વગેરેને.

ભાવન રમણ પ્રભુગુણે, યોગ ગુણી આધીન; ના૦
રાગ તે જિનગુણરંગમેં, પ્રભુ દીઠા રતિ પીન. ના૦ ન૦ ૮
હેતુ પલટાવી સવે, જોડયા ગુણી ગુણ ભક્તિ; ના૦
તેહ પ્રશસ્તપણે રમ્યા, સાધે આતમશક્તિ. ના૦ ન૦ ૯
ધન તન મન વચના સવે, જોડયા સ્વામી પાય; ના૦
બાધક કારણ વારતાં, સાધન કારણ થાય. ના૦ ન૦ ૧૦
આતમતા પલટાવતાં, પ્રગટે સંવર રૂપ; ના૦
સ્વસ્વરૂપ રસી કરે, પૂર્ણાનંદ અનૂપ. ના૦ ન૦ ૧૧
વિષય કષાય જહર ટળી, અમૃત થાયે એમ; ના૦
જે પરસિદ્ધ રુચિ હુવે, તો પ્રભુસેવા ધરી પ્રેમ. ના૦ ન૦ ૧૨
કારણ રંગી કાર્યને, સાધે અવસર પામી; ના૦
દેવચંદ્ર જિનરાજની, સેવા શિવસુખ ધામી. ના૦ ન૦ ૧૩

---

## (૧૨) ચંદ્રાનનજિન સ્તવન.

વીરા ચાંદલા—એ દેશી.

ચંદ્રાનનજિન, ચંદ્રાનનજિન, સાંભળીએ અરદાસ રે;
મુજ સેવક ભણી, છે પ્રભુનો વિશ્વાસો રે. ચં૦ ૧
ભરતક્ષેત્ર માનવપણો રે, લાધો દુઃસમ કાલ;
જિન પૂરવધર વિરહથી રે, દુલહો સાધન ચાલો રે. ચં૦ ૨
દ્રવ્ય ક્રિયા રુચિ જીવડા રે, ભાવ ધર્મ રુચિહીન;
ઉપદેશક પણ તેહવા રે, શું કરે જીવ નવીન રે. ચં. ૩

તત્ત્વાગમ જાણુંગ તજી રે, બહુજન સંમત જેહ;
મૂઢ હઠી જન આદર્યા રે, સુગુરુ કહાવે તેહ રે ચં૦ ૪
આણા સાધ્ય વિના ક્રિયા રે, લોકે માન્યો રે ધર્મ;
દંસણ નાણ ચારિત્રનો રે, મૂળ ન જાણ્યો મર્મ રે ચં૦ ૫
ગચ્છ કદાગ્રહ સાચવે રે, માને ધર્મ પ્રસિદ્ધ;
આતમગુણ અકષાયતા રે, ધર્મ ન જાણે શુદ્ધ રે. ચં૦ ૬
તત્ત્વરસિક જન થોડલા રે, બહુલો જન સંવાદ;
જાણો છો જિનરાજજી રે, સઘલો એહ વિષાદ રે. ચં૦ ૭
નાથ ચરણ વંદનતણો રે, મનમા ઘણો ઉમંગ;
પુણ્ય વિના કિમ પામીયે રે, પ્રભુસેવનનો રંગ રે. ચં૦ ૮
જગતારક પ્રભુ વંદીએ રે, મહાવિદેહ મઝાર;
વસ્તુ ધર્મ સ્યાદ્વાદતા રે, સુણિ કરીયે નિર્ધાર રે. ચં૦ ૯
તુજ કરુણા સહુ ઉપરે રે, સરખી છે મહારાય;
પણ અવિરાધક જીવને રે, કારણ સફલું થાય રે. ચં૦૧૦
એહવા પણ ભવિ જીવને રે, દેવ ભક્તિ આધાર;
પ્રભુ સમરણથી પામિયે રે, દેવચંદ્ર પદ સાર રે. ચં૦ ૧૧

---

## (૧૨) શ્રી ચંદ્રાનનજિન સ્તવન

માહરી સહિ રે સતામણી—એ દેશી.

નલિનાવતિવિજયેજયકારી, ચંદ્રાનનઉપગારી રે;સુણુવિનતિમોરી.
પશ્ચિમ અરધે ધાતકી ખંડે, નયરી અયોધ્યા મંડે રે. સુણ૦ ૧
રાણી લીલાવતી ચિત્ત સુહાયો, પદ્માવતીનો જાયો રે; સુ૦
નૃપ વાલ્મીક કુળે તું દીવો, વૃષભ લંછન ચિરંજીવો રે સુ૦

કેવળ જ્ઞાન અનંત ખજાનો, નહીં તુજ જગમાંહે છાનો રે; સુ૦
તેહનો લવ દેતાં શું નાસે, મન માહે કાંઈ વિમાસે રે. સુ૦૩

રયણુ એક દિયે રયણે ભરિયો, જો ગાજંતો દરિયો રે; સુ૦
તો તેહને કાંઈ હાણુ ન આવે, લોક તે સંપત્તિ પાવે રે. સુ૦૪

અલિ માચે પરિમલ લવ પામી, પંકજ વન નહિ ખામી રે; સુ૦
અંબ લુંબ કોટિ નવિ છીજે, એક પિક સુખ દીજે રે. સુ૦૫

ચંદ્રકિરણ વિસ્તારે છોછુ, નવિ હોયે અમીયમાં ઓછું રે; સુ૦
આશાતારક હે બહુત નિહોરા, તે હોવે સુખિત ચકોરા રે સુ૦૬

તિમ જો ગુણ લવ દીએ તુમ હેજે, તો અમે દીપું તેજે રે; સુ૦
વાચક યશ કહે વાછિત દેશો, ધર્મનેહ નિરવહેશો રે. સુ૦૭

---

## (૧૨) શ્રી વાસુપૂજ્યજિન સ્તવન

વિષય ન ગ જીએ—એ દેશી.

વાસુપૂજ્ય જિન વાહલા રે, સંભારો નિજ દાસ;
સહિબ શું હઠ નવિ હોયે રે, પણ કીજે અરદાસ રે.
　　　　　　　　　　　　　　ચતુર વિચારિયે. ૧

શ્વાસ પહિલા સાંભરે રે, સુખ દીઠે સુખ હોય;
વિસાર્યા નવિ વિસરે રે, તેહ શું હઠ કિમ હોય રે. ચ૦ ૨

આમણુ દુમણુ નવિ ટળે રે, ખણુ વિણુ પૂરે રે આશ;
સેવક યશ કહે દીજીએ રે, નિજ-પદ કમળનો વાસ રે. ચ૦ ૩

---

## (૧૨) શ્રી સુનિસુવ્રતજિન સ્તવન.

નમણી ખમણી નેમ ન ગમણી—એ દેશી.

દીઠો દરિશણુ શ્રીપ્રભુજીનો, સાચે રાગે મનશું ભીનો;
જસુ રાગે નિરાગી થાયે, તેહની ભક્તિ કોને ન સુહાયે. ૧
પુદ્ગલ આશારાગી અનેરા, તસુ પાસે કુણુ ખાયે ફેરા;
જસુ ભગતે નિરભયપદ લહિયે, તેહની સેવામાં થિર રહીએ. ૨
રાગી સેવકથી જે રાચે, બાહ્યભક્તિ દેખીને માચે;
જસુ ગુણુ દાઝે તૃષ્ણા આંચે, તેહનો સુજસ ચતુર કિમ વાંચે. ૩
પૂરણુ બ્રહ્મ ને પૂર્ણાનંદી, દર્શન જ્ઞાન ચરણુ રસ કંદી;
સકળ વિભાવ પ્રસંગ અફંદી, તેહ દેવ સમરસ મકરંદી. ૪
તેહની ભક્તિ ભવભય ભાજે, નિર્ગુણુ પિણુ ગુણુ શક્તિ ગાજે;
દાસભાવ પ્રભુતાને આપે, અંતરંગ કળિમળ સવિ કાપે. ૫
અધ્યાતમ સુખકારણુ પૂરો, સ્વસ્વભાવ અનુભૂતિ સનૂરો;
તસુ ગુણુ વળગી ચેતના કીજે, પરમમહોદય શુદ્ધ લહિજે. ૬
સુનિસુવ્રતપ્રભુ પ્રભુતા લીના, આતમ સંપત્તિ ભાસન પીના;
આણારંગે ચિત્ત ધરીજે, દેવચંદ્રપદ શીઘ્ર વરીજે. ૭

---

## (૧૩) શ્રી ચંદ્રબાહુજિન સ્તવન.

શ્રી અરનાથ ઉપાસના—એ દેશી.

ચંદ્રબાહુજિન સેવના, ભવનાશિની તેહ;
પરપરિણુતિના પાસને, નિષ્કાસન રેહ. ચં૦

પુદ્ગલભાવ આશંસના, ઉદ્દાસન હેતુ;
સમ્યગ્દર્શન વાસના, ભાસન ચરણ સમેતુ. ચં૦ ૨

ત્રિકરણ યોગ પ્રશંસના, ગુણસ્તવના રંગ;
વંદન પૂજન ભાવના, નિજપાવના અંગ. ચં૦ ૩

પરમાતમ પદ કામના, કામનાશન એહ,
સત્તાધર્મ પ્રકાશના, કરવા ગુણ ગેહ. ચં૦ ૪

પરમેશ્વર આલંબના, રાચ્યા જેહ જીવ;
નિર્મળ સાધ્યની સાધના, સાધે તેહ સદીવ. ચં૦ ૫

પરમાનંદ ઉપાસવા, પ્રભુ પુષ્ટ ઉપાય;
તુજ સમ તારક સેવતાં, પરસેવ ન થાય. ચં૦ ૬

શુદ્ધાતમ સંપત્તિતણા, તુમ્હે કારણ સાર;
દેવચંદ્ર અરિહંતની સેવા સુખકાર. ચં૦ ૭

---

## (૧૩) શ્રી ચંદ્રબાહુજિન સ્તવન.

સરવર પાણી હું ગઈ, મા મોરી રે—એ દેશી.

દેવાનંદ નરીંદનો રે, જનરંજનો રે લાલ;
નંદન ચંદન વાણી રે, દુઃખ ભંજનો રે લાલ.
રાણી સુગંધા વાલહો રે, જન૦ કમલ લંછન સુખખાણ રે. દુઃખ૦ ૧
પુષ્કર દીવ પુષ્કલાવઇ રે, જ૦ વિજય વિજય સુખકાર રે; દુ૦
ચંદ્રબાહુ પુંડરિગિણિ રે, જ૦ નગરીએ કરે વિહાર રે. દુ૦ ૨
તસ ગુણગણગંગાજલે રે, જ૦ મુજ મન પાવન કીધ રે; દુ૦
ફિરિ તે મેલું કિમ હુવે રે, જ૦ અકરણ નિયમ પ્રસિદ્ધ રે. દુ૦ ૩

અંતરંગ ગુણ ગોઠડી રે, જ૦ નિશ્ચય સમકિત તેહ રે; દુ૦
વિરલા કોઇક જાણશે રે, જ૦ તે તો આગમ અછેહ રે. દુ૦ ૪

નાગર જનની ચાતુરી રે, જ૦ પામર જાણે કેમ રે; દુ૦
તિમ કુણ જાણે સાંઇશું રે, જ૦ અમ નિશ્ચયનય પ્રેમ રે. દુ૦ ૫

સ્વાદ સુધાનો જાણતો રે, જ૦ લાલિત હોય કદન્ન રે; દુ૦
પણ અવસર જો તે લહે રે, જ૦ તે દિન માને ધન્ન રે. દુ૦ ૬

શ્રી નયવિજય વિબુધ તણો રે, જ૦ સેવક કહે સુણો દેવ રે; દુ૦
ચંદ્રબાહુ મુજ દીજીએ રે, જ૦ નિજ પય પંકજ સેવ રે. દુ૦ ૭

## (૧૩) શ્રી વિમળનાથજિન સ્તવન.

લલનાની દેશ.

વિમળનાથ મુજ મન વસે, જિમ સીતા મન રામ, લલના;
પિક[1] વંછે સહકારને, [2]પંથી મન જિમ ધામ; લલના. વિ૦ ૧

કુંજર ચિત્ત રેવા વસે, કમળા મન ગોવિંદ; લ૦
ગૌરી મન શંકર વસે, કુમુદિની મન જિમ ચંદ. લ૦ વિ૦ ૨

અલિ મન વિકસિત માલતી, કમલિની ચિત્ત દિણંદ; લ૦
વાચક યશને વાલહો, તેમ શ્રી વિમળ જિણંદ. લ૦ વિ૦ ૩

---

૧. કોકિલ ૨. આંબાને.

## (૧૩) શ્રી સુમતિનાથ સ્તવન.

કન્હૈયાલાલ — એ દેશી.

પ્રભુશું ઈશુ વિનવું રે લાલ,
મુજ વિભાવ દુઃખ રીત રે; સાહિબા લાલ;
તીન કાળના જ્ઞેયની રે લાલ, જાણો છો સહુ નીતિ રે. સા૦ પ્ર૦ ૧
જ્ઞેય જ્ઞાનશું નવિ મિલેરે લાલ, જ્ઞાન ન જાએ તત્થ રે; સા૦
પ્રાપ્ત અપ્રાપ્ત અમેયને રે લાલ, જાણો જે જિમ જથ્થ રે. સા૦ પ્ર૦ ૨
છતિપર્યાય જે જ્ઞાનના રે લાલ, તે તો નવિ પલટાય રે; સા૦
જ્ઞેયની નવ નવ વર્તના રે લાલ, સવિ જાણે અસહાય રે. સા૦ પ્ર૦ ૩
ધર્માદિક[1] સહુ દ્રવ્યનો રે લાલ, પ્રાપ્તભણી સહકાર રે; સા૦
રસનાદિક ગુણવર્ત્તના રે લાલ, નિજ ક્ષેત્રે તે ધાર રે. સા૦ પ્ર૦ ૪
જાણુંગ અભિલાષી નહિ રે લાલ, નવિ પ્રતિબિંબે જ્ઞેય રે; સા૦
કારક શકતે જાણવું રે લાલ, ભાવ અનંત અમેય રે. સા૦ પ્ર૦ ૫
તેહ જ્ઞાનસત્તાથકે રે લાલ, ન જણાયે નિજ તત્ત્વ રે; સા૦
રુચિ પણ તેહવી નવિ વધે રે લાલ, એ અમ મોહ મહત્વ રે. સા૦ પ્ર૦ ૬
મુજ જ્ઞાયકતા પરરસી રે લાલ, પરતૃષ્ણાયે તપ્ત રે; સા૦
તે સમતારસ અનુભવે રે લાલ, સુમતિ સેવન વ્યાપ્ત રે. સા૦ પ્ર૦ ૭
બાધકતા પલટાવવા રે લાલ, નાથભક્તિ આધાર રે; સા૦
પ્રભુગુણરંગી ચેતના રે લાલ, એહિજ જીવન સાર રે. સા૦ પ્ર૦ ૮
અમૃત અનુષ્ઠાને રહ્યો રે લાલ, અમૃતક્રિયાને ઉપાય રે; સા૦
દેવચંદ્ર રંગે રમે રે લાલ, તે સુમતિદેવ પસાય રે સા૦ પ્ર૦ ૯

---

૧. છએ દ્રવ્યના.

## (૧૪) શ્રી ભુજંગસ્વામી સ્તવન.

દેશી લુઅરની.

પુષ્કલાવઈ વિજયે હો કે વિચરે તીર્થંપતિ,
પ્રભુચરણને સેવે હો, કે સુર નર અસુરપતિ;
જસુ ગુણ પ્રગટયો હો, કે સર્વ પ્રદેશમાં,
આતમ ગુણની હો, કે વિકસી અનંત રમા ૧

સામાન્ય સ્વભાવની હો, કે પરિણતિ અસહાઈ,
ધર્મ વિશેષની હો, કે ગુણને અનુજાઈ;
ગુણ સકલ પ્રદેશે હો, કે નિજ નિજ કાર્ય કરે,
સમુદાય પ્રવર્તે હો, કે કર્ત્તા ભાવ ધરે. ૨

જડ દ્રવ્ય ચતુષ્કે હો, કે કરતાભાવ નહિ,
સર્વ પ્રદેશે હો, કે વૃત્તિ વિભિન્ન કહી,
ચેતન દ્રવ્યને હો, કે સકલ પ્રદેશ મિલે,
ગુણવર્તના વર્તે હો, કે વસ્તુને સહજ બલે. ૩

શંકર સહકારી હો, કે સહજ ગુણ વરતે,
દ્રવ્યાદિક પરિણતિ હો, કે ભાવે અનુસરતે;
દાનાદિક લબ્ધિ હો, કે ન હુવે સહાય વિના,
સહકાર અકંપે હો, કે ગુણની વૃત્તિઘના. ૪

પર્યાય અનંતા હો, કે જે એક કાર્યપણે,
વરતે તેહને હો, કે જિનવર ગુણ પભણે;
જ્ઞાનાદિક ગુણની હો, કે વર્તના જીવ પ્રતે,
ધર્માદિક દ્રવ્યને હો, કે સહકાર કરતે. ૫

ગ્રાહક વ્યાપકતા હો, કે પ્રભુ તુમ ધર્મ રમી,
આતમ અનુભવથી હો, કે પરિણતિ અન્ય વમી;
તુજ શક્તિ અનંતી હો, કે ગાતાં ને ધ્યાતાં,
મુજ શક્તિ વિકાસન હો, કે થાયે ગુણ રમતાં. ૬

ઈમ નિજ ગુણ ભોગી હો, કે સ્વામી ભુજંગ મુદા,
જે નિત્ય વંદે હો, કે તે નર ધન્ય સદા;
દેવચંદ્ર પ્રભુની હો, કે પુણ્યે ભક્તિ સધે,
આતમ અનુભવની હો, કે નિત્ય નિત્ય શક્તિ વધે. ૭

---

## (૧૪) શ્રી ભુજંગસ્વામી સ્તવન.

મહા વિદેહ ક્ષેત્ર સોહામણો રે—એ દેશી.

ભુજંગદેવ ભાવે ભજો, રાય મહાબળ નંદ લાલ રે;
મહિમા કુખે હંસલો, કમળ લંછન સુખકંદ લાલ રે. ભુજંગ૦ ૧
વપ્ર વિજય વિજયાપુરી, કરે વિહાર ઉછાહ લાલ રે;
પૂરવ અરધે પુખ્ખરે, ગંધસેનાનો નાહ લાલ રે. ભુ૦ ૨
કાગળ લિખવો કારમો, આવે જો દુર્જન હાથ લાલ રે;
અણ મિલવું દુરંત રે, ચિત્ત ફરે તુમ સાથ લાલ રે. ભુ૦ ૩
કિસિ ઈસારત કીજીએ, તુમે જાણો છો જગભાવ લાલ રે;
સાહિબ જાણ અજાણને, સામું કરે પ્રસ્તાવ લાલ રે. ભુ૦ ૪
ખિજમતમાં ખામી નહીં, મેલ ન મનમાં કોય લાલ રે;
કરુણાપૂરણ લોયણે, સામું કાંઈ ન જોય લાલ રે. ભુ૦ ૫

આસંગો મોટા તણો, કુંજર ગ્રહવો કાન લાલ રે,
વાચક યશ કહે વિનતિ, ભક્તિ વશે મુજ માન લાલ રે. ભુ૦ ૬

---

## (૧૪) શ્રી અનંતજિન સ્તવન.

ઢાલ મયદાની.

શ્રી અનંતજિન સેવિયે રે લાલ, મોહનવલ્લીકંદ મનમોહના;
જે સેવ્યો શિવ સુખ દિયે રે લાલ, ટાલે ભવભય ફંદ. મ૦ શ્રી૦ ૧

મુખ મટકે જગ મોહિયો રે લાલ, રૂપ રંગ અતિ ચંગ; મ૦
લોચન અતિ અણિયાલડાં રે લાલ, વાણી ગંગતરંગ. મ૦ શ્રી૦ ૨

ગુણ સઘળા અંગે વસ્યા રે લાલ, દોષ ગયા સવિ દૂર; મ૦
વાચક યશ કહે સુખ લહું રે લાલ, દેખી પ્રભુ મુખ નૂર. મ૦ શ્રી૦ ૩

---

## (૧૪) શ્રી શિવગતિજિન સ્તવન.

થારા મેહેલા ઉપર મેહ, ઝબુકે વીજળી હો લાલ ઝ૦—એ દેશી.

શિવગતિ જિનવરદેવ, સેવ આ દોહિલી, હો લાલ સે૦
પરંપરિણતિ પરિત્યાગ, કરે તસુ સોહિલી; હો લાલ ક૦
આશ્રવ સર્વ નિવારી, જેહ સંવર ધરે, હો લાલ જે૦
જે જિન આણા લીન, પીન સેવન કરે. હો લાલ પી૦ ૧

વીતરાગ ગુણરાગ, ભક્તિ રુચિ નૈગમેં, હો લાલ ભ૦
યથા પ્રવૃત્તિ ભવ્યજીવ, નયસંગ્રહ રમે; હો લાલ ન૦

અમૃતાક્રિયા વિધિયુક્ત, વચન આચારથી, હો લાલ વ૦
મોક્ષાર્થીં જિનભક્તિ, કરે વ્યવહારથી. હો લાલ ક૦ ૨

ગુણ પ્રાગ્ભાવી કાર્ય, તણે કારણપણે, હો લાલ૦
રત્નત્રયી પરિણામ તે, ઋજુસૂત્રે ભણે; હો લાલ ઋ૦
જે ગુણ પ્રગટ થયો, નિજ નિજ કાર્ય કરે, હો લાલ નિ૦
સાધક ભાવે યુક્ત, શબ્દનયે તે ધરે. હો લાલ શ૦ ૩

પોતે ગુણપર્યાય, પ્રગટપણે કાર્યતા, હો લાલ પ્ર૦
ઉણે થાએ જાવ, તાવ સમભિરૂઢતા; હો લાલ તા૦
સંપૂરણ નિજ ભાવ, સ્વકાર્ય કીજતે, હો લાલ સ્વ૦
શુદ્ધાતમ નિજરૂપ, તણે રસ લીજતે. હો લાલ ત૦ ૪

ઉત્સર્ગે એવંભૂત, તે ફળને નીપને, હો લાલ તે૦
નિઃસંગી પરમાતમ, રંગથી તે બને; હો લાલ રં૦
સહજ અનંત અત્યંત, મહંત સુખે ભર્યા, હો લાલ મ૦
અવિનાશી અવિકાર, અપાર ગુણે વર્યા. હો લાલ અ૦ ૫

જે પ્રવૃત્તિ ભવમૂળ, છેદ ઉપાય જે, હો લાલ છે૦
પ્રભુગુણરાગે રક્ત, થાય શિવદાય તે; હો લાલ થ૦
અંશ થકી સરવંશ, વિશુદ્ધપણું ઠવે, હો લાલ વિ૦
શુકલબીજશશિરેહ, તેહ પૂરણ હુવે. હો લાલ તે૦ ૬

તિમ પ્રભુથી શુચિ રાગ, કરે વીતરાગતા, હો લાલ ક૦
ગુણ એકત્વે થાય, સ્વગુણ પ્રાગ્ભાવતા; હો લાલ સ્વ૦
દેવચંદ્ર જિનચંદ્ર, સેવામાહિ રહો, હો લાલ સે૦
અવ્યાબાધ અગાધ, આતમસુખ સંગ્રહો. હો લાલ આ૦ ૭

## (૧૫) શ્રી ઈશ્વરદેવજિન સ્તવન.

ફાલ અનંતાનંત—એ દેશી.

સેવો ઈશ્વર દેવ, જિણે ઈશ્વરતા હો નિજ અદ્ભુત વરી;
તિરોભાવની શક્તિ, આવિર્ભાવે હો સહુ પ્રગટ કરી. ૧
અસ્તિત્વાદિક ધર્મ, નિર્મળભાવે હો સહુને સર્વદા;
નિત્યત્વાદિ સ્વભાવ, તે પરિણામી હો જડચેતન સદા. ૨
કર્તા ભોક્તા ભાવ, કારક ગ્રાહક હો જ્ઞાન ચારિત્રતા;
ગુણપર્યાય અનંત, પામ્યા તુમચા હો પૂર્ણ પવિત્રતા. ૩
પૂર્ણાનંદ સ્વરૂપ, ભોગી અયોગી હો ઉપયોગી સદા;
શક્તિ સકલ સ્વાધીન, વરતે પ્રભુની હો જે ન ચલે કદા. ૪
દાસ વિભાવ અનંત, નાસે પ્રભુજી હો તુજ અવલંબને;
જ્ઞાનાનંદ મહંત, તુજ સેવાથી હો સેવકને બને. ૫
ધન્ય ધન્ય તે જીવ, પ્રભુપદ વંદી હો જે દેશના સુણે;
જ્ઞાન ક્રિયા કરે શુદ્ધ, અનુભવ યોગે હો નિજ સાધકપણે. ૬
વારંવાર જિનરાજ, તુજ પદ સેવા હો હોજો નિર્મલી;
તુજ શાસન અનુજાઈ, વાસન ભાસન હો તત્ત્વરમણ વળી. ૭
શુદ્ધાતમનિજ ધર્મ, રુચિ અનુભવથી હો સાધન સત્યતા;
દેવચંદ્ર જિનચંદ્ર, ભક્તિ પસાયે હો હોશે વ્યક્તતા. ૮

---

## (૧૫) શ્રી ઈશ્વરદેવજિન સ્તવન.

રાજા જો મિલે એ—એ દેશી.

નૃપ ગજસેન જસોદા માત,
નંદન ઈશ્વર ગુણ અવદાત; સ્વામી સેવીએ.

પુષ્કરવર પૂરવારધ કચ્છ,
વિજય સુસીમા નયરી અચ્છ. સ્વા૦ ૧
શશિલંછન પ્રભુ કરે રે વિહાર,
રાણી ભદ્રાવતીનો ભરથાર; સ્વા૦
જે પામે પ્રભુનો દેદાર,
ધન ધન તે નરનો અવતાર. સ્વા૦ ૨

ધન તે તન જિન નમીએ પાય,
ધન તે મન જે પ્રભુ ગુણ ધ્યાય; સ્વા૦
ધન જે જીહા પ્રભુ ગુણ ગાય,
ધન્ય તે વેળા વંદન થાય. સ્વા૦ ૩

અણમિલવે ઉત્કંઠા જોર,
મિલવે વિરહ તણો ભય સોર; સ્વા૦
અંતરંગ મિલવે જીઉ છાહિ,*
શોક વિરહ જિમ દૂરે પલાય. સ્વા૦ ૪

તું માતા તું બંધવ મુજ,
તુંહી પિતા તુજશું મુજ ગુંજ; સ્વા૦
શ્રીનયવિજય વિબુધનો શિષ્ય,
વાચક યશ કહે પુરો જગીશ. સ્વા૦ ૫

---

* પાઠાંતર-અંતરંગ મિલવે લીઉ સાંઈ.

## (૧૫) શ્રી ધર્મનાથજિન સ્તવન.

રાગ–મલ્હાર.

ધરમનાથ તુજ સરિખો, સાહિબ શિર થકે, રે સા૦
ચોર જોર જે ફોરવે, મુજશું ઇંડિ મને રે; કે મુ૦
ગજનિમિલિકા કરવી, તુજને નવિ ઘટે રે, કે તુ૦
જે તુજ સન્મુખ જોતાં, અરિનું બળ મિટે રે. કે અ૦ ૧

રવિ ઉગે ગયણાંગણ, તિમિર તે નવિ રહે રે, કે તિ૦
ામકુંભ ઘર આવે, દારિદ્ર કિમ રહે રે. કે દા૦
ાન વિચરે જો સિંહ તો, બીક ન ગજ તણી રે, કે બી૦
કર્મ કરે શું જોર, પ્રસન્ન જો જગધણી રે, કે પ્ર૦ ૨

ગુણગુણ નિર્ગુણનો અંતર, પ્રભુ નવિ ચિત્ત ધરે રે, કે પ્ર૦
નિર્ગુણ પણ શરણાગત, જાણી હિત કરે રે; કે જા૦
ચંદ્ર ત્યજે નવિ લંછન, મૃગ અતિ શામળો રે, કે મૃ૦
યશ કહે તિમ તુમ જાણી, મુજ અરિબળ દળો રે. કે મુ૦ ૩

---

## (૧૫) શ્રી આસ્તાગજિન સ્તવન.

મન મોહ્યું અમારૂં પ્રભુ ગુણે—એ દેશી.

કરો સાચા રંગ જિનેશ્વરુ, સંસાર વિરંગ સહુ અન્ય રે;
સુરપતિ નરપતિ સંપદા, તે તો દુરગંધિ કદન્ન રે. ક૦ ૧
જિન આસ્તાગ ગુણરસ રમી, ચલ વિષય વિકાર વિરૂપ રે;
વિણ સમકિત મત અભિલષે, જિણે ચાખ્યો શુદ્ધ સ્વરૂપ રે. ક૦ ૨

નિજ ગુણ ચિંતન જળ રમ્યા, તસુ ક્રોધ [1]અનળનો તાપ રે;
નવિ વ્યાપે કાપે ભવસ્થિતિ, જિમ [2]શીતને[3] અર્ક પ્રતાપ રે. ક૦ ૩

જિન ગુણરંગી ચેતના, નવિ બાંધે અભિનવ કર્મ રે;
ગુણરમણે નિજ ગુણ ઉલ્લસે, તે આસ્વાદે નિજ ધર્મ રે. ક૦ ૪

પરત્યાગી ગુણ એકતા, રમતા જ્ઞાનાદિક ભાવે રે;
સ્વસ્વરૂપ ધ્યાતા થઈ, પામે શુચિ ક્ષાયક ભાવ રે. ક૦ ૫

ગુણ કરણે નવ ગુણ પ્રગટતા, સત્તાગત રસ થિતિ છેદ રે;
સંક્રમણે ઉદય પ્રદેશથી, કરે નિર્જરા ટાળે ખેદ રે. ક૦ ૬

સહજસ્વરૂપ પ્રકાશથી, થાએ પૂર્ણાનંદ વિલાસ રે;
દેવચંદ્ર જિનરાજની, કરજ્યો સેવા સુખવાસ રે. ક૦ ૭

---

## (૧૬) શ્રી નમિપ્રભજિન સ્તવન.

અરજ અરજ સુણોને રૂડા રાજ્યા હોજી—એ દેશી.

નમિપ્રભ નમિપ્રભ પ્રભુજી વિનવું હોજી, પામી વર પ્રસ્તાવ;
જાણો છો જાણો છો વિણ વિનવે હોજી, તો પણ દાસ સ્વભાવ. ન૦૧

હું કરતા હું કરતા પર ભાવનો હોજી, ભોક્તા પુદ્ગલરૂપ;
ગ્રાહક ગ્રાહક વ્યાપક એહનો હોજી, રાચ્યો જડ ભવભૂપ. ન૦૨

આતમ આતમ ધર્મ વિસારિયો હોજી, સેવ્યો મિથ્યા માગ;
આશ્રવ આશ્રવ બંધપણું કર્યું હોજી, સંવરનિર્જરા ત્યાગ. ન૦૩

---

૧. અગ્નિનો. ૨. ટાઢને. ૩. સૂર્યનો તાપ.

જડચલ જડચલ કર્મ જે દેહને હોજી, જાણ્યું આતમ તત્વ;
બહિરાતમ બહિરાતમતા મેં ગ્રહી હોજી, ચતુરંગે એકત્વ. ન૦૪

કેવલ કેવલ જ્ઞાનમહોદધિ હોજી, કેવલ દંશણ બુદ્ધ;
વીરજ વીરજ અનંત સ્વભાવનો હોજી, ચારિત્ર ક્ષાયિક શુદ્ધ. ન૦૫

વિશ્રામિ વિશ્રામિ નિજભાવના હોજી, સ્યાદ્વાદી અપ્રમાદ;
પરમાતમ પરમાતમ પ્રભુ દેખતા હોજી, ભાગી ભ્રાંતિ અનાદ. ન૦૬

જિનસમ જિનસમ સત્તા ઓલખી હોજી, તસુ પ્રાગ્ભાવની ઇહ;
અંતર અંતર આતમતા લહી હોજી, પર પરિણુતિ નિરીહ. ન૦૭

પ્રતિછંદે પ્રતિછંદે જિનરાજને હોજી, કરતા સાધક ભાવ;
દેવચંદ્ર દેવચંદ્ર પદ અનુભવે હોજી, શુદ્ધાતમ પ્રાગ્ભાવ. ન૦૮

---

## (૧૬) નમિપ્રભજિન સ્તવન.

થારે માથે પચરંગી પાઘ સોનારો છોગલો મારુજી--એ દેશી.

પુષ્કરવર પૂરવ અરધ દિવાજે રે, સાહિબજી,
નલિનાવતી વિજયે નયરી અજોધ્યા છાજે રે; સા૦
પ્રભુ વીરનરેસર-વંશ-દિનેસર ધ્યાઇએ રે, સા૦
સેનાસુત સાચો ગુણશું જાચો ગાઇએ રે. સા૦ ૧
મોહની મનવલ્લભ દરસન દુર્લભ જાસ રે, સા૦
રવિચરણુ ઉપાસી કિરણુ વિલાસી ખાસ રે; સા૦
ભવિજન મન રંજન ભાવઠ ભંજન ભગવંત રે, સા૦
નમિપ્રભ વંદું પાપ નિકંદું તંત રે. સા૦ ૨

ઘર સુરતરુ ફળિયો સુરમણિ મિલિઓ હાથ રે, સા૦
કરી કરુણા પુરી અઘ ચૂરી જગનાથ રે; સા૦
અમિએ ઘન વૂઠા વળી તૂઠા સવિ દેવ રે, સા૦
શિવગામી પામી જે મેં તુજ પદ સેવ રે. સા૦ ૩
ગંગાજલ નાહ્યો હું ઉમાહ્યો આજ રે, સા૦
ગુરુ સંગત સારી મ્હારી વધારી લાજ રે; સા૦
મુહ માગ્યા જાગ્યા પૂરવ પુન્ય અંકૂર રે; સા૦
મન લીનો કીનો તુજ ગુણ પ્રેમ પંડૂર રે. સા૦ ૪
તું દોલતદાતા તું જગત્રાતા મહારાજ રે, સા૦
ભવસાયર તારો સારો વાંછિત કાજ રે; સા૦
દુઃખચૂરણ પૂરણ કીજે સયલ જગીશ રે, સા૦
અરદાસ પ્રકાશે શ્રી નયવિજય સુશિષ્ય રે. સા૦ ૫

---

## (૧૬) શ્રી શાંતિનાથજિન સ્તવન.

સુણિ પશુઆં વાણી રે—એ ઢાળ.

જગજન મન રંજે રે, મનમથ[1] બળ ભંજે રે;
નવિ રાગ ન દોષ તું, અંજે ચિત્તશું રે. ૧
શિર છત્ર વિરાજે રે, દેવ દુંદુભિ વાજે રે;
ઠકુરાઈ ઇમ છાજે, તોહિ અકિંચનો રે. ૨
થિરતા ધૃતિ સારી રે, વરી સમતા નારી રે;
બ્રહ્મચારી-શિરોમણિ, તો પણ તું સુણ્યો રે. ૩

૧. કામદેવ.

ન ધરે ભવરંગો રે, નવિ દોષાસંગો રે;
 મૃગ લંછન ચંગો, તો પણ તું સહી રે. ૪
તુજ ગુણ કુણ આખે[1] રે, જગ કેવળી પાખે રે;
 સેવક યશ ભાખે, અચિરાસુત જયો રે. ૫

---

## (૧૬) શ્રી નમીશ્વરસ્વામીજિન સ્તવન

હો પીઉ પંખીડા—એ દેશી.

જગત દિવાકર શ્રી નમીશ્વર સ્વામ જો,
 તુજ મુખ દીઠે નાઠી ભૂલ અનાદિની રે લો;
જાગ્યો સમ્યગ્જ્ઞાન સુધારસ ધામ જો,
 છાંડિ દુર્જય મિથ્યા નિંદ પ્રમાદની રે લો. ૧
સહેજે પ્રગટ્યો નિજ પર ભાવ વિવેક જો;
 અંતર આતમ ઠહર્યો સાધન સાધવે રે લો;
સાધ્યાલંબી થઈ જ્ઞાયકતા છેક જો,
 નિજ પરિણતિ થિર નિજ ધર્મરસે ઠવે રે લો. ૨
ત્યાગીને સવિ પરપરિણતિરસ રીઝ જો,
 જાગી છે નિજઆતમ અનુભવ ઇષ્ટતા રે લો;
સહેજે છૂટી આશ્રવ ભાવની ચાલ જો,
 જાલમ એ પ્રગટી સંવર શિષ્ટતા રે લો: ૩
બંધના હેતુ જે છે પાપસ્થાન જો,
 તે તુજ ભગતે પામ્યા પુષ્ટ પ્રશસ્તતા રે લો;

---

૧. ભાખે.

ધ્યેયગુણે વલગ્યો પૂરણ ઉપયોગ જો,
તેહથી પામે ધ્યાતા ધ્યેય સમસ્તતા રે લો. ૪
જે અતિ[1] દુસ્તર જલધિ સમો સંસાર જો,
તે ગોપદ સમ કીધો પ્રભુ અવલંબને રે લો;
જિન[2] આલંબની નિરાલંબતા પામે જો,
તેણે હમ રમશું નિજ ગુણ શુદ્ધ નંદન વને રે લો. ૫
સ્યાદ્વાદી નિજ પ્રભુતાને એકત્વ જો,
ક્ષાયકભાવે થાયે નિજ રત્નત્રયી રે લો;
પ્રત્યાહાર કરીને ધારે ધારણ શુદ્ધ જો,
તત્ત્વાનંદી પૂર્ણ સમાધિલયમઇ રે લો. ૬
અવ્યાબાધ સ્વગુણની પૂરણ રીત જો,
કરતા ભોક્તા ભાવે રમણપણે ધરે રે લો;
સહજ અકૃત્રિમ નિર્મળ જ્ઞાનાનંદ જો,
દેવચંદ્ર એકત્વે સેવનથી વરે રે લો. ૭

---

## (૧૭) શ્રી વીરસેનજિન સ્તવન

લાછલદે માત મલ્હાર—એ દેશી.

વીરસેન જગદીશ, તાહરી પરમ જગીશ;
આજ હો દીસે રે, વીરજતા ત્રિભુવનથી ઘણીજી ૧

---

૧. જે ન તરી શકાય એવા અપાર સમુદ્ર જેવો સંસાર, તે ગાયની ખરીમાં પાણી ભરાયું હોય તેવો અલ્પ કરી દીધો.

૨. પાઠાંતર. જાણ્યો પૂર્ણાનંદ તે આતમ પાસ જો,
અવલંબ્યો નિર્વિકલ્પ પરમાતમ તત્વને રે લો. ૫

અણુહારી અશરીર, અક્ષય અજય અતિધીર;
આજ હો અવિનાશી, અલેશી ધ્રુવ પ્રભુતા બનીજી. ૨

અતીન્દ્રીય ગત ક્રોહ,[1] વિગતમાય[2] મય[3] લોહ;[4]
આજ હો સોહે રે, મોહે જગજનતા ભણીજી. ૩

અમર અખંડ અરૂપ, પૂર્ણાનંદ સ્વરૂપ;
આજ હો ચિદ્રૂપે દીપે, થિર સમતા ધણીજી. ૪

વેદરહિત અકષાય, શુદ્ધ સિદ્ધ અસહાય;
આજ હો ધ્યાયકે નાયકને, ધ્યેયપદે ગ્રહ્યોજી. ૫

દાન લાભ નિજ ભોગ, શુદ્ધસ્વગુણ ઉપભોગ;
આજ હો અજોગી કરતા, ભોક્તા પ્રભુ લહ્યોજી. ૬

દરિસણ જ્ઞાન ચારિત્ર, સકલ પ્રદેશ પવિત્ર;
આજ હો નિર્મળ નિસ્સંગી, અરિહા વંદિયેજી. ૭

દેવચંદ્ર જિનચંદ્ર, પૂર્ણાનંદનો વૃંદ;
આજ હો જિનવર સેવાથી, ચિર આનંદિયેજી. ૮

---

## (૧૭) શ્રી વીરસેનજિન સ્તવન.

શ્રી ઋષભનો વંશ રયણાયરુ—એ દેશી.

પશ્ચિમ અરધ પુષ્કરવરે, વિજય પુષ્કલાવઇ દીપે રે;
નયરી પુંડરિગિણિ વિહરતા, પ્રભુ તેજે રવિ ઝીંપે રે.
શ્રી વીરસેન સુહંકરુ.

---

૧. ક્રોધ. ૨. માયા. ૩. મદ; માન. ૪. લોભ.

ભાનુસેન ભૂમિપાળનો, અંગજ ગજગતિ વંદો રે;
રાજસેના મનવલ્લભો, વૃષભ લંછન જિનચંદો રે. શ્રી૦ ૨
મસિવિણુ જે લિખ્યા તુજ ગુણ, અક્ષર પ્રેમના ચિત્ત રે;
ધોઇએ તિમ તિમ ઉઘડે, ભગતિજલે તેહ નિત રે. શ્રી૦ ૩
ચક્રવતીં મન સુખ ધરે, ઋષભકુટે લીખી નામો રે;
અધિકા રે તુજ ગુણ તેહથી, પ્રગટ હુઆ ઠામઠામો રે. શ્રી૦ ૪
નિજગુણ ગુંથિત તે કરી, કીરતિ મોતીની માળા રે;
તે મુજ કંઠે આરોપાતાં, દીસે ઝાકઝમાળા રે. શ્રી૦ ૫
પ્રગટ હુએ જિમ જગતમાં, શોભા સેવક કેરી રે;
વાચક યશ કહે તિમ કરો, સાહિબ પ્રીત ઘણેરી રે. શ્રી૦ ૬

---

## (૧૭) શ્રી કુંથુનાથજિન સ્તવન.

### ઢાળ વિછિયાની.

સુખદાયક સાહિબ સાંભળો, મુજને તુજશું અતિ રંગ રે;
તુમે તો નિરાગી હુઇ રહ્યા, એ શો એકંગો[૨] ઢંગ રે. સુ૦ ૧
તુમે ચિત્તમાં વસવું મુજ ઘણું, તે તો ઉંબર ફુલ સમાન રે;
મુજ ચિત્તમાં વસો જો તુમે, તો પામ્યા નવે નિધાન રે. સુ૦ ૨
શ્રી કુંથુનાથ! અમે નિરવહું, ઇમ એકંગો પણ નેહ રે;
ઇણિ [૩]આકીને ફળ પામશું, વળી હોશે દુઃખનો છેહ રે. સુ૦ ૩
આરાધ્યો કામિત પૂરવે, ચિંતામણિ પાષાણ રે;
વાચક યશ કહે મુજ દીજીયે, ઇમ જાણી કોડિ કલ્યાણ રે. સુ૦ ૪

---

૧. એક પક્ષી, એક તરફી. ૨. રીત; ૩. શ્રદ્ધાએ.

(૧૭) શ્રી અનિલજિન સ્તવન.

દેખો ગતિ દેવની રે—એ દેશી.

સ્વારથ વિણુ ઉપગારતા રે, અદ્ભુત અતિશય રિદ્ધિ;
આત્મસ્વરૂપ પ્રકાશતા રે, પૂરણુ સહજ સમૃદ્ધિ.
અનિલજિન સેવીએ રે;
નાથ તુમ્હારી જોડિ, ન કો ત્રિહુલોકમેં રે;
પ્રભુજી પરમ આધાર, અછો ભવિ થોકને રે. ૧
પરકારજ કરતા નહિ રે, સેવ્યા પાર ન હેત;
જે સેવે તન્મય થઈ રે, તે લહે શિવસંકેત. અ૦ ૨
રતા નિજ ગુણુ વૃત્તિતા રે, ગુણુ પરિણુતિ ઉપભોગ;
ંઃપ્રયાસગુણુ વર્ત્તતા રે, નિત્ય સકલ ઉપયોગ. અ૦ ૩
સેવ ભક્તિ ભોગી નહીં રે, ન કરે પરનો સહાય;
તુજ ગુણુરંગી ભક્તના રે, સહેજે કારજ થાય. અ૦ ૪
કિરિયા કારણુ કાર્યતા રે, એક સમય સ્વાધીન;
વરતે પ્રતિગુણુ સર્વદા રે, તસુ અનુભવ લયલીન. અ૦ ૫
ાાયક લોકાલોકના રે, અનિલપ્રભુ જિનરાજ;
નિત્યાનંદમયી સદા રે, દેવચંદ્ર સુખદાય. અ૦ ૬

---

(૧૮) શ્રી મહાભદ્રજિન સ્તવન.

તટ યમુનાનું રે, અતિ રળિયામણું રે—એ દેશી.

મહાભદ્ર જિનરાજ, રાજ રાજ વિરાજે હો આજ તુમારડોજી;
ક્ષાયિકવીર્ય અનંત, ધર્મ અભંગે હો તું સાહિબ વડોજી.
હું બલિહારી રે શ્રી જિનવર તણી રે. ૧

કર્તા ભોક્તા ભાવ, કારક કારણ હો તું સ્વામી છતો જી;
જ્ઞાનાનંદ પ્રધાન, સર્વ વસ્તુનો હો ધર્મ પ્રકાશતો જી. હું૦૨

સમ્યગ્દર્શન મિત્ત, સ્થિર નિર્દ્ધારે રે અવિસંવાદતાજી;
અવ્યાબાધ સમાધિ, કોશ અનશ્વર રે નિજ આનંદતાજી. હું૦૩

દેશ અસંખ્ય પ્રદેશ, નિજ નિજ રીતે રે ગુણ સંપત્તિ ભર્યાજી;
ચારિત્ર દુર્ગ અભંગ, આતમ શક્તે હો પર જય સંચર્યાજી. હું૦૪

ધર્મ ક્ષમાદિક સૈન્ય, પરિણતિ પ્રભુતા હો તુજ બલ આકરોજી;
તત્ત્વ સકલ પ્રાગ્ભાવ, સાદિ અનંતી રે રીતે પ્રભુ ધર્યોજી. હું૦૫

દ્રવ્ય ભાવ અરિલેશ, સકલ નિવારી રે સાહિબ અવતર્યોજી;
સહજ સ્વભાવ વિલાસ, ભોગી ઉપભોગી રે જ્ઞાન ગુણે ભર્યોજી. હું૦૬

આચારિજ ઉવઝાય, સાધક મુનિવર હો દેશ વિરતિ ધરુજી;
આતમ સિદ્ધ અનંત, કારણ રૂપે રે યોગ ક્ષેમંકરુજી. હું૦૭

સમ્યગ્દષ્ટિ જીવ, આણારાગી હો સહુ જિનરાજનાજી;
આતમ સાધન કાજ, સેવે પદકજ હો શ્રી મહાભદ્રનાંજી. હું૦૮

દેવચંદ્ર જિનચંદ્ર, ભક્તે રાચો હો ભવિ આતમ રુચિજી;
અવ્યય અક્ષય શુદ્ધ, સંપત્તિ પ્રગટે હો સત્તાગત શુચિજી. હું૦૯

---

## (૧૮) શ્રી મહાભદ્રજિન સ્તવન.

આજ હો છાજે રે—એ દેશી.

દેવરાયનો નંદ, માત ઉમા મનચંદ;
આજ હો રાણી રે, સૂરિકાંતા કંત સોહામણોજી. ૧

પુષ્કર પશ્ચિમ અર્દ્ધ, વિજય તે વપ્ર સુબદ્ધ; આ૦
નયરી રે વિજયાએ વિહરે ગુણનીલોજી. ૨

મહાભદ્ર જિનરાય, ગજલંછન જસ પાય; આ૦
સોહે રે મોહે મન લટકાળે લોયણેજી. ૩

તેહશું મુજ અતિ પ્રેમ, પરસુર નમવા નેમ; આ૦
રંજેરે દુઃખ ભંજે પ્રભુ મુજ તે ગુણેજી. ૪

ધર્મ યૌવન નવરંગ, સમકિત પામ્યો ચંગ; આ૦
લાખીણી લાડી મુગતિ તે મેલશેજી. ૫

ચરણ ધર્મ અવદાત, તે કન્યાનો તાત; આ૦
માહરા રે પ્રભુજીને તે છે વશ સદાજી. ૬

શ્રીનયવિજય સુશિષ્ય, યશ કહે સુણો જગદીશ;આ૦
તારો રે હું સેવક દેવ કરો દયાજી. ૭

---

## (૧૮) શ્રી અરનાથજિન સ્તવન.

પ્રથમ ગોવાળ તણી—એ દેશી.

અરજિન દરિશન દીજીયેજી, ભવિકકમળવનસૂર;
મન તરસે મળવા ઘણુંજી, તુમે તો જઈ રહ્યા દૂર.
સોભાગી તુમશું મુજ મન નેહ.
તુમશું મુજ મન નેહલોજી, જિમ બપઈયાં મેહ. સો૦ ૧

આવાગમન પથિક તણુંજી, નહિ શિવ નગર નિવેશ;
કાગળ કુણ હાથે લિખુંજી, કોણ કહે સંદેશ સો૦ ૨

જો સેવક સંભારશોજી, અંતરયામી રે આપ;
યશ કહે તો મુજ મન તણોજી, ટળશે સઘળો સંતાપ સો૦ ૩

---

## (૧૮) શ્રી યશોધરજિન સ્તવન.

રાગ મારૂ.

વદન પર વારિ હો યશોધર, વદન પર વારિ,
મોહરહિત મોહનજયાકો, ઉપશમરસ કયારિ,
હો યશોધર, વદન૦ ૧
મોહી જીવ લોહકો કંચન, કરવે પારસ ભારી;
સમકિતસુરતરુ વન સિંચનકો, વર પુષ્કરજલ ધારી.
હો યશોધર, વ૦ ૨
સર્વપ્રદેશ પ્રગટ શમ ગુણુથી, પ્રવૃત્તિ અનંત અપહારી;
પરમગુણી સેવનથેં સેવક, અપ્રશસ્તતા વારી.
હો યશોધર, વ૦ ૩
પરપરિણુતિ રુચિરમણુ ગ્રહણુતા, દોષ અનાદિ નિવારી;
દેવચંદ્ર પ્રભુ સેવક ધ્યાને, આતમ શક્તિ સમારી.
હો યશોધર, વ૦ ૪

---

## (૧૯) શ્રી દેવજશાજિન સ્તવન.

મહાવિદેહ ક્ષેત્ર સોહામણું—એ દેશી.

દેવજશા દરિશણુ કરો, વિઘટે મોહ વિભાવ લાલ રે;
પ્રગટે શુદ્ધ સ્વભાવતા, આનંદ લહરી દાવ લાલ રે. દે૦ ૧

સ્વામી વસો પુષ્કરવરે, જંબુ ભરતે દાસ લાલ રે;
ક્ષેત્ર વિભેદ ઘણો પડ્યો, કિમ પહોચે ઉલ્લાસ લાલ રે. દે૦ ૨

હોવત જો તનુ પાંખડી, આવત નાથ હજૂર લાલ રે;
જો હોતી ચિત્ત આંખડી, દેખત નિત્ય પ્રભુ નૂર લાલ રે. દે૦ ૩

શાસનભક્ત જે સુરવરા, વિનવું શિષ નમાય લાલ રે;
કૃપા કરો મુજ ઉપરે, તો જિનવંદન થાય લાલ રે. દે૦ ૪

પૂછું પૂર્વ વિરાધના, શી કીધી ઈણ જીવ લાલ રે;
અવિરતિ મોહ ટલે નહીં, દીઠે આગમ દીવ લાલ રે. દે૦ ૫

આતમ શુદ્ધ સ્વભાવને, બોધન શોધન કાજ લાલ રે;
રત્નત્રયી પ્રાપ્તિ તણો, હેતુ કહો મહારાજ લાલ રે. દે૦ ૬

તુજ સરિખો સાહિબ મિલ્યો, ભાંજે ભવભ્રમ ટેવ લાલ રે;
પુષ્ટાલંબન પ્રભુ લહિ, કોણ કરે પરસેવ લાલ રે. દે૦ ૭

દીનદયાળ કૃપાલુઓ, નાથ ભવિક આધાર લાલ રે;
દેવચંદ્ર જિન સેવના, પરમામૃત સુખકાર લાલ રે. દે૦ ૮

---

## (૧૯) શ્રી ચંદ્રયશા (દેવજસા) જિન સ્તવન.

ચંદ્રયશા જિન રાજીઓ, મનમોહન મેરે, પુષ્કર દીવ મોઝાર રે; મન૦
પશ્ચિમ અરધ સોહામણો, મ૦ વપ્ર વિજય સંભાર રે. મ૦ ૧

નયરી સુસીમા વિચરતા, મ૦ સંવરભૂપ કુલચંદ રે; મ૦
શશિ લંછન પદ્માવતી, મ૦ વલ્લભ ગંગાનંદ રે. મ૦ ૨

કટિલીલાએ કેસરી, મ૦ તે હાર્યો ગયો રાન રે; મ૦
હાર્યો હિમકર તુજ મુખે, મ૦ હજીય વળે નહિ વાન રે. મ૦ ૩

તુજ લોચનથી લાજિયાં, મ૦ કમળ ગયાં જળમાંહી રે; મ૦
અહિપતિ પાતાળે ગયો, મ૦ જીત્યો લલિત તુજ આંહી રે. મ૦ ૪
જીત્યો દિનકર તેજશું, મ૦ ફિરતો રહે તે આકાશ રે; મ૦
નિંદ ન આવે તેહને, મ૦ જેહ મન ખેદ અભ્યાસ રે. મ૦ ૫
એમ જીત્યો તુમે જગતને, મ૦ હરિ લીધોઃ ચિત્ત રતન્ન રે; મ૦
બંધુ કહાવો જગતના, મ૦ તે કિમ હોય ઉપમન્ન રે. મ૦ ૬
ગતિ તુમે જાણો તુમતણી મ૦ હું સેવું તુજ પાય રે; મ૦
શરણ કરે બળિયાતણું, મ૦ યશ કહે તસ સુખ થાય રે. મ૦ ૭

---

## (૧૯) શ્રી મલ્લિનાથજિન સ્તવન.

ઢાળ રસિયાની દેશી.

મલ્લિ જિણેસર મુજને તુમે મિલ્યા, જેહમાંહી સુખકંદ, વાલ્હેસર;
તે કળિયુગ અમે ગરુઓ લેખવું, નવિ બીજા યુગવૃંદ. વા૦ મ૦ ૧
આરો સારો રે મુજ પાંચમો, જિહાં તુમ દર્શન દીઠ, વા૦;
મરુભૂમિ પણ થિતિ સુરતરુ તણી, મેરુ થકી હુઇ ઇઠ. વા૦ મ૦ ૨
પંચમ આરે રે તુમ્હ મેલાવડે, રૂડો રાખ્યો રે રંગ, વા૦;
ચોથો આરો રે ફિરિ આવ્યો ગણું, વાચક યશ કહે ચંગ. વા૦ મ૦ ૩

---

## (૧૯) શ્રી કૃતાર્થજિન સ્તવન.

આધકા તાહરો હું તો અપરાધિ—એ દેશી.

સેવા સારજ્યો જિનની મન સાચે, પણ મત માગો ભાઇ, સે૦
મહિનતનો ફળ માગી લેતાં, દાસ ભાવ સવિ જાઈ. સે૦ ૧

ભક્તિ નહી તે તો ભાડાયત, જે સેવાફળ [1]જાચે
દાસ તિકે જે ઘન ભરિ નિરખી, કેકીની [2]પરે નાચે. સે૦ ૨
સારિ વિધિ સેવા સારંતાં, આણુ ન કાંઈ ભાંજે;
હુકમ હાજર ખીજમતિ કરતાં, સહેજે નાથ નિવાજે. સે૦ ૩
સાહિબ જાણો છો સહુ વાતો, શું કહિયે તુમ આગે;
સાહિબ સનમુખ અમ માગણની, વાત કારમી લાગે. સે૦ ૪
સ્વામી કૃતાર્થ તો પણ તુમથી, આશ સહુકો રાખે;
નાથ વિના સેવકની ચિંતા, કોણ કરે વિણુ દાખે. સે૦ ૫
તુજ સેવ્યા ફળ માગ્યો દેતાં, દેવપણો થાયે કાચો,
વિણુ માગ્યાં વંછિત ફળ આપે, તિણે દેવચંદ્ર પદ સાચો. સે૦ ૬

## (૨૦) શ્રી અજીતવીર્યજિન સ્તવન.

અજીતવીર્ય જિન વિચરતા રે, મનમોહનાં રે લાલ;
પુષ્કરઅર્ધ વિદેહ રે, ભવિ બોહના રે લાલ.
જંગમ સુરતરુ સારિખો રે, મ૦ સેવે ધન્ય ધન્ય તેહ રે ભવિ૦ ૧
જિનગુણુ અમૃત પાનથી રે, મ૦ અમૃત ક્રિયા સુપસાય રે; ભ૦
અમૃત ક્રિયા અનુષ્ઠાનથી રે, મ૦ આતમ અમૃત થાય રે ભ૦ ૨
પ્રીતિ ભક્તિ અનુષ્ઠાનથી રે, મ૦ વચન અસંગી સેવ રે; ભ૦
કર્તા તન્મયતા લહે રે, મ૦ પ્રભુ ભક્તિ નિત્યમેવ રે. ભ૦ ૩
પરમેશ્વર અવલંબને રે, મ૦ ધ્યાતા ધ્યેય અભેદ. રે; ભ૦
ધ્યેય સમાપત્તિ હુવે રે, મ૦ સાધ્ય સિદ્ધિ અવિચ્છેદ રે. ભ૦ ૪

૧. માગે. ૨. મોર.

જિન ગુણ રાગ પરાગથી રે, મ૦ વાસિત મુજ પરિણામ રે; ભ૦
તજશે દુષ્ટ વિભાવતા રે, મ૦ સરશે આતમ કામ રે. ભ૦ ૫
જિન ભક્તિરત ચિત્તને રે, મ૦ વેધક રસ ગુણ પ્રેમ રે; ભ૦
સેવક જિનપદ પામશે રે, મ૦ રસવેધિત અય જેમ રે. ભ૦ ૬
નાથ ભક્તિરસ ભાવથી રે, મ૦ તૃણ જાણું પરદેવ રે; ભ૦
ચિંતામણિ સુરતરુથકી રે, મ૦ અધિકી અરિહંત સેવ રે. ભ૦ ૭
પરમાતમ ગુણ સ્મૃતિ થકી રે, મ૦ ફરશ્યો આતમરામ રે; ભ૦
નિયમા કંચનતા લહે રે, મ૦ લોહ જ્યું પારસ પામ રે. ભ૦ ૮
નિર્મળ તત્ત્વરુચિ થઈ રે, મ૦ કરજો જિનપતિ ભક્તિ રે; ભ૦
દેવચંદ્ર પદ પામશો રે, મ૦ પરમ મહોદય યુક્તિ રે. ભ૦ ૯

---

## (૨૦) શ્રી અજીતવીર્યજિન સ્તવન.

એ છીંડી કિહાં રાખી કુમતિ—એ દેશી.

દીવ પુષ્કરવર પશ્ચિમ અરધે, વિજય નલિનાવઇ સોહે;
નયરી અયોધ્યા મંડન સ્વસ્તિક-લંછન જિન જગ મોહે રે;
ભવિઆં, અજીતવીર્ય જિન વંદો. ૧

રાજપાલ કુળ મુગટ નગીનો, માત કનિનિકા જાયો;
રતનમાળા રાણીનો વલ્લભ, પ્રત્યક્ષ સુરમણિ પાયો રે. ભવિઆં ૨

દુરિજનશું કરી જે હુઓ દૂષણ, હુવે તસ શોષણ ઇહાં;
એહવા સાહિબના ગુણ ગાઇ, પવિત્ર કરું જીહવા રે. ભવિઆં૦ ૩

પ્રભુ-ગુણગણ ગંગાજલે ન્હાઇ, કીયો કર્મમલ દૂર;
સ્નાતકપદ જિન ભગતે લહિયે, ચિદાનંદ ભરપૂર રે. ભવિઆં૦ ૪

જે સંસર્ગ અભેદારોપે સમાપત્તિ મુનિ માને;
તે જિનવર ગુણ થુણતાં લહિયે, જ્ઞાનધ્યાન લયતાને રે. ભવિઆં૦ ૫
સ્પર્શ જ્ઞાન ઇષુપરે અનુભવતાં, દેખીજે જિનરૂપ[1];
સફળ જોગ જીવન તે પામી, નિસ્તરિયે ભવકૂપ રે. ભવિઆં૦ ૬
શરણ-ત્રાણ-આલંબન-જિનજી, કોઈ નહીં તસ તોલે;
શ્રીનયવિજય વિબુધપય સેવક, વાચકયશ એમ બોલે રે. ભવિઆં૦ ૭

---

## (૨૦) શ્રી મુનિસુવ્રતજિન સ્તવન.

વીરમાતા પ્રીતિકારિણી—એ દેશી.

આજ સફળ દિન મુજ તણો, મુનિસુવ્રત દીઠા;
ભાગી તે ભાવટ ભવ તણી, દિવસ દુરિતના[2] નીઠા. આ૦ ૧
આંગણે કલ્પવેલી ફળી, ઘન અમિયના વૂઠા;
આપ માગ્યા પાસા ઢળ્યા, સુર સમકિતી તૂઠા. આ૦ ૨
નિયતિ હિત દાન સન્મુખ હુવે, સ્વપુણ્યોદય સાથે;
યશ કહે સાહિબે મુક્તિનું, કરિઉં તિલક નિજ હાથે. આ૦ ૩

---

## (૨૦) શ્રી ધર્મીશ્વરજિન સ્તવન.

અખિયાં હરખન લાગી હમારી અખિયાં—એ દેશી.

રાગ પરભાતિ.

હું તો પ્રભુ વારિ છું તુમ મુખની, હું તો જિન બલિહારી તુમ મુખની;
સમતા અમૃતમય સુપ્રસન્ન નિત, રેખ નહીં રાગરુખની. હું૦ ૧

૧. પાઠાંતરઃ–નિજરૂપ. ૨. પાપના દિવસો નાશ પામ્યા

ભ્રમર અધર શશિ ધનુહ કમલદલ, કીર હીર પૂનમશશિની;
શોભા તુચ્છ થઈ પ્રભુ દેખત, કાયર હાથે જિમ અસિની.[1] હું૦ ૨

મનમોહન તુમ સનમુખ નિરખત; આંખ ન તૃપ્તી અમચી;
મોહતિમિર રવિ હરષચંદ્રછવિ, મૂરતિ એ ઉપશમચી. હું૦ ૩

મનની ચિંતા મટી પ્રભુ ધ્યાવત, મુખ દેખતાં તુમ જિનની;
ઇંદ્રિય તૃષા ગઈ જિનેસર સેવતાં, ગુણ ગાતાં વચનની. હું૦ ૪

મીન[2] ચકોર મોર મતંગજ,[3] જલ શશી ઘન નિજ વનથી;
તિમ મુજપ્રતિ સાહિબ સુરતથી, ઔર-ન ચાહું મનથી. હું૦ ૫

જ્ઞાનાનંદન જગ આનંદન, આશ દાસની ઇતની;
દેવચંદ્ર સેવનમેં અહર્નિશ, રમજો પરિણતિ ચિત્તની. હું૦ ૬

---

## કલશ.

### રાગ ધનાશ્રી.

વંદો વંદો રે જિનવર વિચરંતા વંદો;
કીર્તન સ્તવન નમન અનુસરતાં પૂર્વ પાપ નિકંદો રે.
જિનવર વિચરંતા વંદો. ૧

જંબુદ્વીપે ચાર જિનેશ્વર, ધાતકી આઠ આણંદો;
પુષ્કર અર્ધે આઠ મહામુનિ, સેવે ચોસઠ ઇંદો રે. જિ૦ ૨

કેવલી ગણધર સાધુ સાધવી, શ્રાવક શ્રાવિકા વૃંદો;
જિન મુખ ધર્મ અમૃત અનુભવતાં, પામે મન આણંદો રે. જિ૦ ૩

---

૧. તરવાર. ૨. માછલી. ૩. હાથી.

સિદ્ધાચલ ચૌમાસ રહીને, ગાયો જિનગુણ છંદો;
જિનપતિભક્તિમુક્તિનોમારગ,અનુપમ શિવસુખકંદો રે. જિ૦ ૪
ખરતર ગચ્છ જિનચંદ્ર સૂરિવર, પુણ્ય પ્રધાન મુણિંદો;
સુમતિસાગર સાધુ રંગ સુવાચક, પીધો શ્રુતમકરંદો રે. જિ૦ ૫
રાજસાર પાઠક ઉપગારી, જ્ઞાન ધર્મ દિણંદો;
દીપચંદ્ર સદ્ગુરુ ગુણવંતા, પાઠક ધીર ગયંદો રે. જિ૦ ૬
દેવચંદ્ર ગણિ આતમ હેતે, ગાયા વીશ જિણંદો,
ઋદ્ધિ વૃદ્ધિ સુખસંપત્તિ પ્રગટે, સુજશ મહોદય વૃંદો રે. જિ૦ ૭

---

## (૨૧) શ્રી નમિનાથજિન સ્તવન.

ઋષભનો વંશ રયણાયરુ—એ દેશી.

મુજ મન પંકજ ભમર હે, શ્રી નમિજિન જગદીશો રે;
ધ્યાન કરું નિત તુમ તણું, નામ જપું નિશ દીશો રે. મુ૦ ૧
ચિત્ત થકી કઈયે ન વિસરે, દેખિયે આગલિ ધ્યાને રે;
અંતર તાપથી જાણિયે, દૂર રહ્યા અનુમાને રે. મુ૦ ૨
તું ગતિ તું મતિ આશરો, તુંહિજ બાંધવ મોટો રે;
વાચક યશ કહે તુજ વિના, અવર પ્રપંચ તે ખોટો રે. મુ૦ ૩

---

## (૨૧) શ્રી શુદ્ધમતિજિન સ્તવન.

શ્રી જિન પ્રતિમા હો જિન સરખી કહી—એ દેશી.

શ્રી શુદ્ધમતિ હો જિનવર પૂરવો, એહ મનોરથ માળ;
સેવક જાણી હો મહેરબાની કરી, ભવસંકટથી ટાળ. શ્રી૦૧

પતિત ઉદ્ધારણ હો તારણ વત્સલુ, કર અપગુણ યત એહ;
નિત્ય નિરાગી હો નિઃસ્પૃહ જ્ઞાનની, શુદ્ધ અવસ્થા દેહ. શ્રી૦ ૨
પરમાનંદિ હો તું પરમાતમા, અવિનાશી તુજ રીત;
એ ગુણ જાણી હો તુમ વાણી થકી, ઠહરાણી મુજ પ્રીત. શ્રી૦ ૩
શુદ્ધ સ્વરૂપી હો જ્ઞાનાનંદનો, અવ્યાબાધ સ્વરૂપ;
ભવજલનિધિ હો તારક જિનેશ્વરુ, પરમ મહોદય ભૂપ. શ્રી૦ ૪
નિર્મમ નિઃસંગી હો નિર્ભય અવિકારતા, નિર્મલ સહજ સમૃદ્ધિ;
અષ્ટ કરમ હો વનદાહથી, પ્રગટી અન્વય રિદ્ધિ શ્રી૦ ૫
અજ અનાદિની હો અનંત અક્ષતા, અક્ષર અનક્ષર રૂપ;
અચલ અકલ હો અમલ અગમનું, ચિદાનંદ ચિદ્રૂપ. શ્રી૦ ૬
અનંતજ્ઞાની હો અનંતદર્શની, અનાકારિ અવિરુદ્ધ;
લોકાલોક હો જ્ઞાયક સુહંકરુ, અનાહારી સ્વયંબુદ્ધ. શ્રી૦ ૭
જે નિજ પાસે હો તે શું માગીએ, દેવચંદ્ર જિનરાજ;
તોપણ મુજને હો શિવપુર સાધતાં,જો હોજો સદા સુસહાય. શ્રી૦ ૮

---

## (૨૨) શ્રી નેમિનાથ સ્તવન.

રાજા જો મિલે—એ દેશી.

કહા કિયો તુમે કહો મેરે સાંઈ,
ફેરિ ચલે રથ તોરણ આઈ;
દિલજાનિ અરે, મેરા નાહ ન,
ત્યજીય નેહ કછુ અજાનિ. ૧
અટપટાઈ ચલે ધરી કછુ રોષ,
પશુઅનકે શિર દે કરિ દોષ. દિ૦ ૨

રંગ બિચ ભયો યાથી ભંગ,
સો તો સાચો જાનો કુરંગ. દિ૦ ૩
પ્રીતિ તનકમિ તોરત આજ,
પિઉ નાવે મનમેં તુમ લાજ. દિ૦ ૪
તુમ્હે બહુનાયક જાનો ન પીર,[1]
વિરહ લાગી જિઉ વૈરી કો તીર. દિ૦ ૫
[2]હાર ઠાર શૃંગાર અંગાર,
અસન વસન ન સુહાઈ લગાર. દિ૦ ૬
તુજ વિન લાગે શૂનિ સેજ,
નહીં તનુ તેજ ન હારદહેજ. દિ૦ ૭
આવોને મંદિર વિલસો ભોગ,
બુઢાપનમેં લીજે જોગ દિ૦ ૮
છોરુંગી મેં નહિ તેરો સંગ,
ગઈલિ ચલું જિઉં છાયા અંગ. દિ૦ ૯
એમ વિલવતિ ગઈ ગઢગિરનાર,
દેખે પ્રીતમ રાજુલ નાર. દિ૦ ૧૦
કંતે દીધું કેવળ જ્ઞાન,
કીધી પ્યારી આપ સમાન. દિ૦ ૧૧
મુક્તિ મહેલમેં ખેલે દોઈ,
પ્રણમેં યશ ઉલ્લસિત તન હોઈ દિ૦ ૧૨

---

૧ વેદના ૨. ગળામાં હાર હિમ જેવા અને શણગાર અગ્નિના અંગારા જેવા લાગે છે.

## (૨૩) શ્રી પાર્શ્વનાથ સ્તવન.

દેશી-ફાગની.

ચઉ કષાય પાતાલ કળશ જિહાં, તિસના પવન પ્રચંડ;
બહુ વિકલ્પ કલ્લોલ ચઢતું હે, આરતિ[૨] ફેન ઉદ્દંડ.
ભવસાર ભીષણ તારીએ હો, અહો મેરે લલના પાસજી;
ત્રિભુવન નાથ દિલમેં, એ વિનંતિ ધારિયે હો. ૧
જરત ઉદ્દામ કામ વડવાનલ, પરત શીલગિરિ શૃંગ;
ફિરત વ્યસન બહુ મગર તિમિંગલ,[૩] કરત હે નિમગ ઉમંગ. ભ૦૨
ભમરિયા કે બીચિ ભયંકર, ઉલટી ગુલટી વાચ;
કરત પ્રમાદ પિશાચન સહિત જિહાં, અવિરતિ વ્યંતરી નાચ. ભ૦૩
ગરજત અરતિ કુરતિ રતિ બિજુરી, હોત બહુત તોફાન;
લાગત ચોર કુગુરુ મલબારી, ધરમ જિહાજ નિદાન. ભ૦૪
જુરે પાટિયે જિઉ અતિ જોરી, સહસ અઢાર શીલંગ;
ધર્મ જિહાજ તિઉ સજ કરિ ચલવો, યશ કહે શિવપુરિ ચંગ. ભ૦૫

---

## (૨૪) શ્રી મહાવીરજિન સ્તવન.

સમકિત દ્વારગભારે પેસતાંજી—એ દેશી.

દુઃખ ટળિયાં મુખ દીઠે મુજ સુખ ઉપનાં રે,
ભેટ્યા ભેટ્યા વીરજિણંદ રે;
હવે મુજ મનમંદિરમાં પ્રભુ આવી વસો રે,
પામું પામું પરમાનંદ રે. દુ૦ ૧

૧. તૃષ્ણા. ૨. આર્તિ-પીડા દુઃખ ૩ મગરમચ્છ.

પીઠબંધ ઇહાં કીધો સમકિત વજ્રનો રે,
કાઢ્યો કાઢ્યો કચરો ને ભ્રાંતિ રે;
ઇહાં અતિ ઉંચા સોહે ચારિત્ર ચંદુઆ રે,
રૂડી રૂડી સંવર ભીત્તિ રે. દુ૦ ૨

કર્મ વિવર ગોખે ઇહાં મોતી ઝૂંમણાં રે,
ઝૂલઇ ઝૂલઇ ધીગુણ આઠ રે;
બાર ભાવના પંચાલી અચરજ કરે રે,
કોરિ કોરિ કોરણિ કાઠ રે. દુ૦ ૩

ઇહાં આવી સમતા રાણીશું પ્રભુ રમો રે,
સારી સારી થિરતા સેજ રે;
કિમ જઈ શકશો એક વાર જો આવશો રે,
રંજ્યા રંજ્યા હિયડાનિ હેજ રે. દુ૦ ૪

વયણ અરજ સુણી પ્રભુ મનમંદિર આવિયા રે,
આપે તૂઠા તૂઠા ત્રિભુવન ભાણ રે;
શ્રી નય વિજય વિબુધ પય સેવક એમ ભણે રે,
તેણી પામ્યા પામ્યા કોડિ કલ્યાણ રે. દુ૦ ૫

---

## શ્રી યશોવિજયજીકૃત.

### (૧) શ્રી ઋષભજિન સ્તવન.

ઢાળ કડખાની.

ઋષભ જિનરાજ મુજ આજ દિન અતિ ભલો,
ગુણનીલો જેણે તું નયણ દીઠો;

દુઃખ ટળ્યાં સુખ મિલ્યાં, સ્વામિ! તું નિરખતાં,
સુકૃત સંચય હુવો, પાપ નીઠો.[1] ઋ૦ ૧

કલ્પશાખી[2] ફળ્યો, કામઘટ[3] મુજ મળ્યો,
આંગણે અમિયનો મેહ [4]વૂઠો;
મુજ મહીરાણ,[5] મહીભાણ[6] તુજ દર્શને,
ક્ષય[7] ગયો કુમતિ અંધાર જૂઠો. ઋ૦ ૨

કવણ નર કનકમણિ[8] છોડી તૃણ સંગ્રહે?
કવણ કુંજર[9] તજી કરહ[10] લેવે?
કવણ બેસે તજી, કલ્પતરુ બાવળે?
તુજ તજી અવર સુર કોણ સેવે? ઋ૦ ૩

એક મુજ ટેક સુવિવેક સાહેબ સદા,
તુજ વિના દેવ દુજો ન ઈહું;
તુજ વચન-રાગ સુખ સાગરે ઝીલતો,
કર્મભર[11] ભ્રમ થકી હું ન બીહું. ઋ૦ ૪

કોડી છે દાસ વિભુ! તાહરે ભલભલા,
માહરે દેવ તું એક પ્યારો,
પતિતપાવન સમો જગત ઉદ્ધારકર,
મહિર[12] કરી મોહી ભવજલધિ[13] તારો. ઋ૦ ૫

---

૧. નાશ થયાં. ૨. કલ્પવૃક્ષ. ૩. ઇચ્છિત ફળ દેનાર દિવ્ય ઘડો. ૪. અમૃતની વર્ષા થઈ. વૃષ્ટિ થઈ. ૫. રાજા. ૬. સૂર્ય. ૭. નાશ પામ્યો. ૮. પારસમણિ. ૯. હાથી. ૧૦. ઊંટ. ૧૧. કર્મરૂપી ભરઉનાળાની ગરમીથી. ૧૨. મહેર, કરુણા. ૧૩. સંસાર સમુદ્ર.

મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી,
જેહશું સબળ પ્રતિબંધ[1] લાગ્યો;
ચમક[2] પાષણ જિમ લોહને ખેંચશે,
મુક્તિને સહજ તુજ સદા ભક્તિરાગો. ઋ૦ ૬

ધન્ય તે કાય, જેણિ પાય, તુજ પ્રણમીએ,
તુજ થુણ્યે[3] જેહ ધન્ય ! ધન્ય જિહા;[4]
ધન્ય ! તે હૃદય જિણે તુજ સદા સમરીએ,
ધન્ય તે રાતને ધન્ય ! દિહા[5]. ઋ૦ ૭

ગુણ અનંતા સદા તુજ ખજાને ભર્યા,
એક ગુણ દેત મુજ શું વિમાસો ?
રયણ[6] એક દેત શી હાણ રયણાયરે ?[7]
લોકની આપદા જેણે[8] નાસો. ઋ૦ ૮

ગંગ સમ રંગ તુજ કીર્તિ કલ્લોલને,
રવિ થકી અધિક તપ-તેજ તાજો;
નયવિજય વિબુધ સેવક હું આપરો,
જશ કહે અબ મોહી ભવ નિવાજો. ઋ૦ ૯

(૨)

રાગ રામકલી

ઋષભદેવ હિત-કારી,[9] જગતગુરુ ઋષભદેવ હિતકારી;
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેશ્વર, પ્રથમ યતિ બ્રહ્મચારી. જ૦ ઋ૦ ૧

---

૧. સંબંધ ૨. લોહચુંબક. ૩. સ્તવે, વખાણે ૪. જીભ. ૫ દિવસ.
૬. રત્ન ૭. રત્નાકર, સમુદ્ર. ૮ જેથી. ૯. પાઠાંતર–સુખકારી.

વર્ષીદાન દેઈ તુમ જગમેં, ઇલતિ ઇતિ નિવારી;
તૌસી કાહિ કરતુ નાંહિ કરુણા, સાહેબ બેર હમારી. જ૦ ઋ૦ ૨

માગત નહીં હમ હાથી ઘોરે, ધન કન કંચન નારી;
દિઓ મોહિ[1] ચરણકમળકી સેવા, યાહી લગત[2] મોહી પ્યારી. જ૦ ઋ૦ ૩

ભવલીલા વાસિત[3] સુર ડારે, તુમ પર[4] સબહી ઉવારી,
મેં મેરો મન નિશ્ચલ[5] કીનો, તુમ આણા શિરધારી. જ૦ ઋ૦ ૪

એસો સાહિબ નહિ કોઉ[6] જગમેં, યાસું હોય દિલદારી;[7]
દિલહિ દલાલ પ્રેમ કે બીચિં, તિહાં હઠ ખેંચે ગમારી. જ૦ ઋ૦ ૫

તુમ હી સાહિબ મેં હું બંદા, યા મત દિઓ વિસારી;
શ્રી નય વિજય-વિબુધ-સેવક કે, તુમ હો પરમ ઉપકારી. જ૦ ઋ૦ ૬

---

## (૩) શ્રી અજીતજિન સ્તવન.

રાગ કાફી.

અજીત દેવ મુજ વાલહા, જ્યું મોરા મેહા (ટેક)
જ્યું મધુકર મન માલતી, પંથી મન ગેહા. અજિત૦ ૧

મેરે મન તુંહી રૂચ્યો, પ્રભુ કંચન દેહા,
હરિ, હર, બ્રહ્મ, પુરંદરા, તુજ આગે કેહા. અજિત૦ ૨

---

૧. મુજ. ૨. લગે. ૩. વાસના વાળા દેવોને મેં તમારા પર ઉવારી નાંખ્યા, હલકા ગણી મનથી ઉતારી નાખ્યા. ૪. પાઠાંતરઃ—તો પરિ. ૫. કરિ કે. ૬. પાઠાંતરઃ—દેવ નહિ દુજો કોઈ જગ મહિ. ૭. યા સુહાય દિલવારી, દિલયારી.

તું હી અગોચર કો નહીં, સજજન ગુણ રેહા;
ચાહે તાકું ચાહીએ, ધરી ધર્મ સનેહા. અજિત૦ ૩

ભગતવચ્છલ જગતારનો, તું બિરુદ વદેહા;
વીતરાગ હુઈ વાલહા, કયુ કરી દ્યો છેહા, અજિત૦ ૪

જે જિનવર હે ભરતમેં, ઐરાવત વિદેહા;
યશ કહે તુજ પદ પ્રણમતાં, સબ પ્રણમે તેહા. અજિત૦ ૫

---

## (૪) શ્રી સંભવજિન સ્તવન.

રાગ ગોડી.

સંભવજિન જબ નયન મિલ્યો હો;
પ્રગટે પૂરવ પુણ્યકે અંકુર,
તબ થે દિન મોહી સફલ વલ્યો હો. સં૦ ૧

અંગનમેં અમિયેં મેહ વૂઠે,
જનમ તાપકો વ્યાપ ગલ્યો હો;
બોધ બીજ પ્રગટ્યો ત્રિહુ જગમેં,
તપ સંજમકો ખેત ફલ્યો હો. સં૦ ૨

જૈસી ભક્તિ તસી પ્રભુ કરુણા,
શ્વેત શંખમેં દૂધ મિલ્યો હો;
દર્શનથે નવનિધિ મેં પાઈ,
દુ:ખ દોહગ[1] સવિ દૂર ટલ્યો હો. સં૦ ૩

---

૧. દુર્ભાગ્ય.

ડરત ફિરત હે દૂરહિ દીલથે,
મોહમલ્લ જિણે જગત્રય છલ્યો હો;
સમકિત રત્ન લહું દર્શનથે,
અબ નવિ જાઉં કુગતિ રૂલ્યો હો. સં૦ ૪

નેહ નજર ભર નિરખત હી મુજ,
પ્રભુશું હિયડો હેજે હલ્યો હો;
શ્રી નયવિજય વિબુધ સેવકકું,
સાહિબ સુરતરુ હોઈ ફ્લ્યો. હો. સં૦ ૫

---

## (૫) અભિનંદનજિન સ્તવન.

રાગ નટ.

પ્રભુ ! તેરે નયનકી બલિહારી, (ટેક)
યાકી શોભા વિજીત તપસા,
કમલ કરતુ હૈ જલચારી;
વિધુકે[1] શરણુ ગયો મુખ-અરિકે,
વનથે ગગન હરિણુ હારી. પ્ર૦ ૧

સહજહિ અંજન મંજુલ નિરખત,
ખંજન[2] ગર્વ દિયો દારી;
છીન લહીહિ ચકોરકી શોભા,
અગ્નિ ભખે સો દુઃખ ભારી. પ્ર૦ ૨

---

૧. ચંદ્રને. ૨. માછલી.

ચંચલતા ગુણ લિયો મીનકો,[1]
અલિ[2] જ્યું[3] તારા[4] હે કારી;[5]
કહું સુભગતા[6] કેતિ[7] ઈનકી ?
મોહી સબહી અમરનારી[8]. પ્ર૦ ૩
ઘુમત હૈ સમતા રસ માતે,
જૈસે ગજવર મદવારી;
તીન ભુવનમેં નહિ કોઈ નીકો,[9]
અભિનંદન જિન અનુકારી.[10] પ્ર૦ ૪
મેરે મન તો તુંહી રુચત હૈ,
પરે[11] કોણ પરકી લારી;[12]
તેરે નયનકી મેરે નયનમેં,
જશ કહે દીઓ છબી અવતારી. પ્ર૦ ૫

## (૬) શ્રી સુમતિજિન સ્તવન.

રાગ મારૂ.

સુમતિનાથ સાચા હો. (ટેક)
પરિ પરિ પરખતહિ ભયા, જૈસા હીરા જાચા હો;
ઔર દેવ સવિ પરિહર્યા, મેં જાણી કાચા હો. સુમતિ૦ ૧
તેરી ક્રિયા હૈ ખરી, જૈસી તુજ વાચા હો,
ઔર દેવ સબ મોહે ભર્યા, સવિ મિથ્યા માચ્યા હો સુ૦ ૨

---

૧ માછલીનો. ૨. ભમરા ૩ જેવી ૪. આંખની કીકી. ૫. કાળી
૬. સૌભાગ્ય, મનોહરતા ૭ કેટલી. ૮. દેવીઓ. ૯ સારો. ૧૦. જેવો.
૧૧ પડે. ૧૨ પૂઠે

ચઉરાસી લખ ભેખમાં, હું બહુ પરિ નાચ્યા હો;
મુગતિ દાન દેઈ સાહિબા, અબ કર હો ઉવાચ્યા હો. સુ૦ ૩
લાગી અગ્નિ કષાયકી, સબ ઠૌરહી ચાચ્યા હો;
રક્ષક જાણી આદર્યો, તુમ શરણ સાચ્યા હો. સુ૦ ૪
પક્ષપાત નહીં કોઉસું, નહી લાલચ લાંચ્યા હો;
શ્રી નયવિજય સુશિષ્યકો, તોસું દીલ રાચ્યા હો. સુ૦ ૫

## (૭) શ્રી પદ્મપ્રભજિન સ્તવન.

રાગ પૂરવી.

ઘડિ ઘડિ સાંભરે સાંઈ સલૂના—ઘ૦
પદ્મપ્રભ જિન દિલસે ન વીસરે,
માનું કિયો કછુ ગુનકો ટૂના;
દરિસન દેખતહી સુખ પાઉં,
તો બિનું હોત હું ઉના દૂના. ઘ૦ ૧
પ્રભુ ગુન જ્ઞાન ધ્યાન વિધિ રચના,
પાન સુપારી કાથા ચૂના;
રાગ ભયો દિલમેં આયોગે,
રહે છિપાયા ના છાના છૂના. ઘ૦ ૨
પ્રભુગુણ ચિત્ત બાંધ્યો સબ સાખે,
કુન પઈસે લેઈ ઘરકા ખૂના;
રાગ જગ્યો પ્રભુશું મોહી પ્રગટ,
કહો નયા કોઉ કહો જૂના. ઘ૦ ૩

લોક લાજસે જે ચિત્ત ચોરે,
સો તો સહજ વિવેકહિ સૂના;
પ્રભુગુણ ધ્યાન વગર ભ્રમ ભૂલ્યા,
કરે ક્રિયા સો રાને[1] રૂના. ઘ૦ ૪
મેં તો નેહ કિયો તોહિ સાથે,
અબ નિવાહ તો તોથેઈ હૂના;
જશ કહે તો વિનું ઔર ન સેવું,
અમિય ખાઈ કૂન ચાખે લૂના. ઘ૦ ૫

---

## (૮) શ્રી સુપાર્શ્વજિન સ્તવન.

રાગ કલ્યાણ.

ઐસે સ્વામી સુપાર્શ્વસે દીલ લગા,
દુઃખ ભગા, સુખ જગા જગતારણા; (ટેક)
રાજહંસકું માનસરોવર, રેવા જલ જ્યું વારણા;[3]
ખીર સિંધુ જ્યું હરિકું પ્યારો, જ્ઞાનીકું તત્ત્વ વિચારણા. ઐસે૦ ૧
મોરકું મેહ, ચકોરકું ચંદા, મધુ[4] મનમથ[5] ચિત્તઠારના;
ફૂલ અમૂલ ભમરકું અંબહી, કોકિલકું સુખકારના. ઐસે૦ ૨
સીતાકું રામ કામ જ્યું રતિકું, પંથીકું ઘર-બારના;
દાનીકું ત્યાગ, યાગ બ્રહ્મનકું, જોગીકું સંજમ ધારના. ઐસે૦ ૩
નંદનવન જ્યું સુરકું વહાલ, ન્યાયીકું ન્યાય નિહારના;
ત્યું મેરે મન તુંહી સુહાયો, ઓર તો ચિત્તથે ઉતારના. ઐસે૦ ૪

---

૧. જંગલમાં. ૨. રોવું, પોક મૂકવી. ૩. હાથીને (જેમ) ૪. મધુ (માસ) વસંત અથવા મદિરા. ૫. કામદેવ.

શ્રી સુપાર્શ્વ દર્શન પર તેરે, કીજે કોડિ ઉવારણા;
શ્રી નયવિજય વિબુધ સેવકકું, દિયો સમતારસ પારણા. ઐસે૦ ૫

---

## (૯) શ્રી ચંદ્રપ્રભજિન સ્તવન.

રાગ સામગ્રી.

શ્રી ચંદ્રપ્રભ જિનરાજ રાજે, વદન પૂનમ ચંદ રે;
ભવિક લોક ચકોર નીરખત, લહે પરમાનંદ રે. શ્રી૦ચં૦ ૧
મહમહે મહિમાએ જશભર, સરસ જસ અરવિંદ રે;
રણઝણે કવિજન ભમર રસિયા, લહે સુખ મકરંદ રે. શ્રી૦ચં૦ ૨
જસ નામે દોલત અધિક દીપે, ટળે દોહગ[1] દંદ રે;[2]
જસ ગુણ કથા ભવ-વ્યથા ભાજે, ધ્યાન શિવતરુકંદ રે. શ્રી૦ચં૦ ૩
વિપુલ હૃદય વિશાલ ભુજયુગ, ચલિતિ ચાલ ગયંદ રે,
અતુલ અતિશય મહિમા મંદિર, પ્રણમત સુરનર વૃંદ રે. શ્રી૦ચં૦ ૪
હું દાસ ચાકર દેવ તારો, શિષ્ય તુજ ફરજંદ રે;
જસ વિજય વાચક એમ વિનવે, ટાલ મુજ ભવફંદ રે. શ્રી૦ચં૦ ૫

---

## (૧૦) શ્રી સુવિધિજિન સ્તવન.

રાગ કેદારો.

મેં કીનો નહીં તુમ બિન ઓરશું રાગ—
દિન દિન વાન ચઢત ગુણ તેરો, જ્યું કંચન પરભાગ;
ઓરનમેં હે કષાયકી કાલિમા, સો કયું સેવા લાગ. મેં૦ ૧

---

૧. દુર્ભાગ્ય ૨. દ્વન્દ્વ. શીતળ અને ઉષ્ણ, જન્મ મરણ આદિ જોડકાં.

રાજહંસ તું માન સરોવર; ઓર અશુચિ રુચિ કાગ;
વિષય ભુજંગમ[1] ગરુડ તું કહિયે, ઓર વિષય વિષનાગ. મે૦ ૨
ઓર દેવ જલ છીલર સરીખે, તું તો સમુદ્ર અથાગ;
તું સુરતરુ જગ વંછિત પૂરન, ઓર તે સુકે સાગ મે૦ ૩
તું પુરુષોત્તમ તુંહી નિરંજન, તું શંકર વડભાગ;
તું બ્રહ્મા તું બુદ્ધ મહાબલ, તુંહી દેવ વીતરાગ. મે૦ ૪
સુવિધિનાથ તુજ ગુણ ફૂલનકો, મેરો દીલ હે બાગ;
જસ કહે ભમર રસિક હોઈ તામે, લીજે ભક્તિ પરાગ. મે૦ ૫

---

## (૧૧) શ્રી શીતલજિન સ્તવન.

રાગ અડાણો.

શીતલ જિન મોહી પ્યારા,
સાહેબ શીતલ જિન મોહે પ્યારા. (ટેક)
ભુવન–વિરોચન[2] પંકજ લોચન,
જીઉકે જીઉ હમારા. સા૦ શી૦ ૧
જ્યોતિશું જ્યોતિ મિલત જબ ધ્યાવે,
હોવંત નહિ તબ ન્યારા,
બાધી મૂઠી ખુલે ભવ–માયા,[3]
મિટે મહાભ્રમ ભારા. સા૦ શી૦ ૨

---

૧ સાપ ૨. રુચિકારક ૩ સંસારની માયા રૂપી " બાધી મૂઠી લાખની ઉઘાડે તો રાખની–" એ રૂપ ભ્રમ

તુમ ન્યારે[1] તબ સબહી ન્યારા,
　　અંતર કુટુંબ ઉદારા;
તુમહી નજીક નજીક હે સબહી,
　　રિદ્ધિ અનંત અપારા. સા૦ શી૦ ૩
વિષય લગનકી અગ્નિ બુઝાવત,
　　તુમ ગુન અનુભવ ધારા;
ભઈ મગનતા તુમ ગુણ રસકી,
　　કુન કંચન કુન દારા. સા૦ શી૦ ૪
શીતલતા ગુન હોર[2] કરત તુમ,
　　ચંદન કાહુ બિચારા ?
નામ હીં તુમચા તાંપ હરત હૈ,
　　વાકું ઘસત ઘસારા. સા૦ શી૦ ૫
કરહુ કષ્ટ જન બહુત હમારે,
　　નામ તિહારો આધારા;
જશ કહે જન્મ મરણ ભય ભાગો,
　　તુમ નામે ભવપારા. સા૦ શી૦ ૬

---

## (૧૨). શ્રી શાન્તિનાથજિન સ્તવન.

### ધ્યાન મગનતા.

રાગ સારંગ.

હમ મગન ભયે પ્રભુ ધ્યાનમેં; ધ્યાનમેં ધ્યાનમેં ધ્યાનમેં—હમ૦
વેસર ગઈ દુવિધા તન મનકી, અચિરા સુત ગુણજ્ઞાનમેં. હમ૦ ૧

---

૧. જુદા. દૂર. ૨. હોડ સરખામણી.

હરિ હર બ્રહ્મ પુરંદર કી રિદ્ધિ, આવત નહી કોઇ માનમેં;
ચિદાનંદકી મોજ મચી હૈ, સમતા રસકે પાનમેં. હમ૦ ૨
ઇતને દિન તું નાંહિ પિછાન્યો, મેરો જન્મ ગમાયો અજાનમેં;
અબ તો અધિકારી હોઈ બેઠે, પ્રભુ ગુણ અખય ખજાનમેં. હ૦ ૩
ગઇ દીનતા સબ હી હમારી, પ્રભુ ! તુજ સમકીત દાનમેં;
પ્રભુ ગુણ અનુભવ કે રસ આગે, આવત નહિ કોઉ માનમેં. હ૦ ૪
જિનહિ પાયા તિનહિ છિપાયા, ન કહે કોઉ કે કાનમેં;
તાલી લાગી જબ અનુભવકી, તબ જાને કોઉ સાનમેં. હ૦ ૫
પ્રભુ ગુણ અનુભવ ચંદ્રહાસ[1] જ્યોં, સો તો ન રહે મ્યાનમેં;
વાચક યશ કહે મોહ મહા અરિ, જિત લિયો હે મેદાનમેં. હ૦ ૬

---

## (૧૩) શ્રી પાર્શ્વજિન સ્તવન.

રાગ બિલાઉલ

મેરે સાહેબ તુમહી હો, પ્રભુ પાસ જિણંદા !
ખિજમતગાર ગરીબ હું, મેં તેરા બંદા. મે૦ ૧
મેં ચકોર કરું ચાકરી, જબ તુમહી ચંદા;
ચકવાક મેં હુઈ રહું, જબ તુમહી દિણંદા. મે૦ ૨
મધુકર પરિ મેં રણઝણું, જબ તુમ અરવિંદા;
ભક્તિ કરું ખગપતિ[2] પરે, જબ તુમહી ગોવિંદા મે૦ ૩
તુમ જબ ગર્જિત[3] ઘન ભયે, તબ મેં શિખિનંદા;[4]
તુમ સાયર જબ મેં તદા, સુરસરિતા[5] અમંદા.[6] મે૦ ૪

---

૧ ખડ્ગ. તલવાર.

૨. ગરુડ. ૩. ગાજતાં વાદળાં. ૪ મોર. ૫. ગંગા. ૬. વેગવાળી.

દૂર કરો દાદા પાસજી! ભવ દુઃખકા ફંદા;
વાચક જશ કહે દાસકું, દિયો પરમાનંદા. મે૦ ૫

---

## છૂટક સ્તવનો.

[ ૧૪ ]

સાહિબ સાંભળો રે, સંભવ અરજ હમારી,
ભવોભવ હું ભમ્યો રે, ન લહિ સેવા તુમારી;
નરય નિગોદમાં રે, તિહાં હું બહુ ભવ ભમિયો,
તુમ વિના દુઃખ સહ્યાં રે, અહોનિશ ક્રોધે ધમધમિયો. સા૦ ૧

ઇંદ્રિય વશ પડ્યો રે, પાલ્યાં વ્રત નવિ સુંસે,
ત્રસ પણ નવિ ગણ્યા રે, થાવર હણિયા હુંશે;
વ્રત ચિત્ત નવિ ધર્યાં રે, બીજું સાચું ન બોલ્યું,
પાપની ગોઠડી રે, તિહાં મેં હઇડલું જઇ ખોલ્યું. સા૦ ૨

ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાળ્યું,
શ્રી જિનઆણશું રે, મેં નવિ સંજમ પાલ્યું;
મધુકર તણી પરે રે, શુદ્ધ ન આહાર ગવેખ્યો,
રસના લાલચે રે, નીરસ પિંડ ઉવેખ્યો. સા૦ ૩

નરભવ દોહિલો રે, પામી મોહ વશ પડિયો,
પરસ્ત્રી દેખીને રે, મુજ મન તિહાં જઇ અડિયો;
કામ ન કો સર્યાં રે, પાપે પિંડ મેં ભરિયો,
શુદ્ધ બુદ્ધ નવિ રહી રે, તેણે નવિ આતમ તરિયો. સા૦ ૪

લક્ષ્મીની લાલચે રે, મેં બહુ દીનતા દાખી,
તો પણ નવિ મળી રે, મળી તો નવિ રહી રાખી;
જે મન અભિલખે રે, તે તો તેહથી નાસે,
તૃણ સમ જે ગણે રે, તેહની નિત્ય રહે પાસે. સાં૦ ૫

ધન ધન તે નરા રે, એહનો મોહ વિછોડી,
વિષય નિવારીને રે, જેહને ધર્મમાં જોડી;
અભક્ષ્ય તે મેં ભખ્યાં રે, રાત્રિ ભોજન કીધાં,
વ્રત નવિ પાળિયાં રે, જેહવા મૂળથી લીધાં. સાં૦ ૬

અનંત ભવ હું ભમ્યો રે, ભમતાં સાહિબ મળિયો,
તુમ વિના કોણ દિયે રે, બોધિ રયણ મુજ બળિયો;
સંભવ આપજો રે. ચરણકમળ તુમ સેવા,
નય એમ વિનવે રે, સુણજો દેવાધિદેવા. સાં૦ ૭

---

[ ૧૫ ]

રાગ-દીઠો સુવિધિ જિણંદ સમાધિ રસે ભર્યો હો લાલ.

રૂપ અનુપ નિહાળી, સુમતિ જિન તાહરું, હો લાલ સુમતિ૦
છાંડી ચપલ સ્વભાવ, ઠર્યું મન માહરું, હો લાલ ઠર્યું૦
રૂપી સરૂપ ન હોત જો, જગ તુજ દીસતું, હો લાલ જગ૦
તો કુણ ઉપર મન, કહો અમ હીસતું. હો લાલ કહો૦૧

હિસ્યા વિણુ કિમ શુદ્ધ, સ્વભાવને ઇચ્છતા, હો લાલ સ્વ૦
ઇચ્છા વિણુ તુજ ભાવ; પ્રગટ કિમ પ્રીછતા, હો લાલ પ્રગટ૦
પ્રીછયા વિણુ કિમ ધ્યાન, દશામાંહિ લાવતા, હો લાલ દશા૦૨

લાવ્યા વિણુ રસ સ્વાદ, કહો કિમ પાવતા. હો લાલ કહો૦
ભક્તિ વિના નવિ મુક્તિ, હુવે કોઇ ભક્તને, હો લાલ હુવે૦
નવણુ વિલેપન માળ, પ્રદીપ ને ધૂપણા; હો લાલ પ્રદીપ૦
નવ નવ ભૂષણ ભાલ, તિલક ને ખૂંપણા હો લાલ તિલક૦૩
એમ સત્ પુણ્યને યોગે, તુમે રૂપી થયા, હો લાલ તુમે૦
અમૃત સમાણી વાણી; ધરમની કહી ગયા, હો લાલ ધરમની૦
તેહ આલંબીને જીવ, ઘણાએ બૂઝિયા, હો લાલ ઘણા૦
ભાવિ ભાવન જ્ઞાની, અમો પણ રીઝિયા, હો લાલ અમો૦૪
તે માટે તુજ પિંડ, ઘણા ગુણ કારણો; હો લાલ ઘણા૦
સેવ્યો ધ્યાયો હુવે, મહા ભય વારણો; હો લાલ મહા૦
શાન્તિવિજય બુધ શિષ્ય, કહે કવિ કાજના, હો લાલ કહે૦
પ્રભુતું પિંડસ્થ ધ્યાન; કરો થઇ એકમના, હો લાલ કરો૦ ૫

---

[ ૧૬ ]

ભવિ તુમે વંદો સૂરીશ્વર ગચ્છરાયા—એ દેશી.

મોહન મુજરો લેજો રાજ, તુમ સેવામાં રહેશું
વામાનંદન, જગદાનંદન, જેહ સુધારસ ખાણી;
મુખ મટકે લોચનને લટકે, લોભાણી ઇંદ્રાણી. મોહન૦૧
ભવપટ્ટણ ચીહું દિશિ ચારે ગતિ, ચોરાશી લખ ચૌટા;
ક્રોધ માન માયા લોભાદિક, ચોવટીઆ અતિ ખોટા. મોહન૦૨
મિથ્યા મેતો કુમતિ પુરોહિત, મદનસેનાને તોરે;
લાંચ લઇ લખ લોક સંતાપે, મોહ કંદર્પને જોરે મોહન૦૩

અનાદિ નિગોદ તે બંધીખાનો, તૃષ્ણા તોપે રાખ્યો;
સંજ્ઞા ચારે ચોકી મેલી, વેદ નપુંસક વાંકો. મોહન૦૪
ભવસ્થિતિ કર્મવિવર-લઈ નાઠો, પુણ્ય ઉદય પણ વાધ્યો;
સ્થાવર વિકળેંદ્રિયપણું ઓળંગી, પંચેંદ્રિપણું લાધ્યો. મોહન૦૫
માનવભવ આરજકુળ,સદ્ગુરુ,વિમળબોધ મળ્યો. સુજને;
ક્રોધાદિક સહુ શત્રુ વિનાશી, તેણે ઓળખાવ્યો તુજને. મોહન૦૬
પાટણમાંહે પરમ દયાળુ, જગત વિભૂષણ ભેટયા,
સત્તર બાણું શુભ પરિણામે, કર્મ કુઠિન બળ મેટયા. મોહન૦૭
સમકિત ગજ ઉપશમ-અંબાડી, જ્ઞાન-કટક બળ કીધું;
ખિમાવિજય જિન ચરણ રમણસુખ, રાજ પોતાનું લીધું. મોહન૦૮

[ ૧૭ ]

શ્રી પાસજી પ્રગટ પ્રભાવી, તુજ મૂરતિ મુજ મન ભાવી રે;
મન મોહના જિનરાયા સુરનર કિન્નર ગુણ ગાયા રે; મ૦ ૧
જે દિનથી મૂરતિ દીઠી, તે દિનથી આપદા નીઠી રે. મ૦
મટકાળું મુખ સુપ્રસન્ન, દેખત રીઝે ભવિ મન્ન રે; મ૦ ૨
સમતા રસ કેરાં કચોળા, નયણાં દિઠે રંગરોળા રે. મ૦
હાથે ન ધરે હથિયારા, નહીં જપમાલાનો પ્રચાર રે; મ૦ ૩
ઉત્સંગે ન ધરે વામા, તેહથી ઉપજે સવિ કામા રે. મ૦
ન કરે ગીત નૃત્યનાં ચાળા, એ તો પ્રત્યક્ષ નટનાં ખ્યાલા રે; મ૦ ૪
ન બજાવે આપે વાજાં; ન ધરે વસ્ત્ર જીરણ સાજાં રે. મ૦
ઇમ મૂરતિ તુજ નિરુપાધિ, વીતરાગપણે કરી સાધી રે; મ૦ ૫
કહે માનવિજય ઉવઝાયા, મેં અવલંબ્યા તુજ પાયા રે. મ૦

[ ૧૮ ]

સમકિત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડલ ગયાં દૂર રે;
મોહન મરુદેવીનો લાડલોજી, દીઠો મીઠો આનંદ પૂર રે. સમ૦૧
આયુ વર્જિત સાતે કર્મનીજી, સાગર કોડા કોડી હીન રે.
સ્થિતિ પઢમકરણે કરીજી, વીર્ય અપૂર્વ મોગર લીધ રે. સમ૦૨
ભોગલ ભાગી આદ્ય કષાયનીજી, મિથ્યાત્વ મોહની સાંકળ સાથ રે;
દ્વાર ઉઘાડ્યાં સમ સંવેગનાંજી, અનુભવ ભુવને બેઠો નાથ રે. સવ૦૩
તોરણ બાંધ્યું જીવદયા તણુંજી, સાથીઓ પૂર્યો શ્રદ્ધા રૂપ રે;
ધૂપ ઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી, ધીગુણ મંગલ આઠ
અનૂપ રે. સમ૦ ૪
સંવર પાણી અંગ પખાલણેજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાન રે;
આતમ ગુણ રુચિ મૃગ મદ મહમહેજી, પંચાચાર કુસુમ
પ્રધાન રે. સમ૦ ૫
ભાવ પૂજાએ પાવન આતમાજી, પૂજો પરમેશ્વર પુન્ય પવિત્ર રે;
કારણ જોગે કારજ નીપજેજી, ખિમાવિજય જિન આગમ
રીત રે. સમ૦ ૬

---

[ ૧૯ ]

શ્રી પરમાત્માની સ્તવના.

અરિહંત નમો ભગવંત નમો,
પરમેશ્વર શ્રી જિનરાજ નમો;
પ્રથમ જિનેશ્વર પ્રેમે પેખત,
સિધ્યાં સઘળાં કાજ નમો. અ૦ ૧

પ્રભુ પારંગત પરમ મહોદય,
અવિનાશી અકલંક નમો;
અજર અમર અદ્‌ભુત અતિશય નિધિ,
પ્રવચન જલધિ મયંક[1] નમો. અ૦ ૨
તિહુયણ ભવિયણ જિન મન વંછિય,
પૂરણ દેવરસાલ[*] નમો;
લળી લળી પાય નમું હું ભાવે,
કર જોડીને ત્રિકાળ નમો અ૦ ૩
સિદ્ધ બુદ્ધ તું જગ જન સજ્જન,
નયનાનંદન દેવ નમો;
સકલ સુરાસુર નરવર નાયક,
સારે અહોનિશ સેવ નમો. અ૦ ૪
તું તીર્થંકર સુખકર સાહિબ,
તું નિષ્કારણ બંધુ નમો;
શરણાગત ભવિને હિતવત્સલ,
તુંહિ કૃપારસ સિંધુ નમો. અ૦ ૫
કેવળજ્ઞાનાદર્શે દર્શિત,
લોકાલોક સ્વભાવ નમો;
નાશિત સકલ કલંક કલુષગણ,
દુરિત ઉપદ્રવ ભાવ નમો. અ૦ ૬
જગ ચિંતામણિ જગગુરુ, જગહિત–
કારક જગજનનાથ નમો;

---

૧. ચંદ્ર. ૨. દેવતરુ, કલ્પતરુ.

घोर अपार अहोदधि तारण,
तुं शिवपुरनो साथ नमो. अ० ७
अशरण शरण नीराग निरंजन,
निरुपाधिक जगदीश नमो;
बोधि दियो अनुपम दानेश्वर,
ज्ञानविमळ सूरीश नमो. अ० ८

[ २० ]
श्री पार्श्वनाथ स्तवन.
श्री कहुं कथनी मारी राज—ए राग.

मुजने दास गणीजे राज, पार्श्वजी ! अर्ज सुणीजे;
अवसर आज पूरीजे राज, पार्श्वजी अर्ज सुणीजे. (आंकणी)
वामानंदन तुं आनंदन, चंदन शीतल भावे;
दुःख निकंदन गुणे अभिनंदन, कीजे वंदन भावे राज. पार्श्वजी० १
तुंहिज स्वामी अंतरजामी, मुज मननो विसरामी;
शिवगतिगामी तुं निष्कामी, बीजा देव विरामी राज. पार्श्वजी० २
मूरति तारी मोहनगारी, प्राणथकी पण प्यारी;
हुं बलिहारी वार हजारी, मुजने आश तमारी राज. पार्श्वजी० ३
जे एकतारी करे अतारी (?) लीजे तेहने तारी;
प्रीति विचारी, सेवक सारी, दीजे केम विसारी राज. पार्श्वजी० ४
विघन विदारी स्वामी संभारी, प्रीति खरी में धारी;
शंक निवारी भाव वधारी, वारी तुज चरणारी राज. पार्श्वजी० ५
मिल नरनारी बहु परिवारी, पूज रचे तुज सारी;
देवचंद्र साहेब सुखदाई, पूरो आश अमारी राज. पार्श्वजी० ६

## શ્રી સમકિતની સજઝાય.

સમકિત નવિ લહ્યું રે, એ તો રૂલ્યો ચતુર્ગતિ માંહે;
ત્રસ થાવરકી કરુણા કીની, જીવ ન એક વિરાધ્યો;
તીન કાળ સામાયિક કરતાં, શુદ્ધ ઉપયોગ ન સાધ્યો. સ૦ ૧
જૂઠ બોલવાકો વ્રત લીનો, ચોરીકો પણ ત્યાગી;
વ્યવહારાદિક મહા નિપુણ ભયો, પણ અંતર દૃષ્ટિ ન જાગી. સ૦ ૨
ઊર્ધ્વ બાહુ કરી ઉંધો લટકે, ભસ્મ લગા ધુમ ઘટકે;
જટા જુટ શિર જૂઠો, વિણ શ્રદ્ધા ભવ ભટકે. સ૦ ૩
નિજ પરનારી ત્યાગજ કરકે, બ્રહ્મચારી વ્રત લીનો;
સ્વર્ગાદિક યાકો ફળ પામી, નિજ કારજ નવિ સિધ્યો. સ૦ ૪
બાહ્ય ક્રિયા સબ ત્યાગ પરિગ્રહ, દ્રવ્ય લિંગ ધર લીનો;
દેવચંદ્ર કહે યા વિધ તો હમ, બહુતવાર કર લીનો; સ૦ ૫

---

### શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાય કૃત

### આઠ યોગ-દૃષ્ટિની સજઝાય.

ઢાળ પહેલી

#### પ્રથમ મિત્રા દૃષ્ટિ-વિચાર.

ચતુર સનેહી મોહના—એ દેશી.

શિવ સુખ કારણ ઉપદિશી, યોગતણી અડ દિઠ્ઠી રે;
તે ગુણ થુણી જિનવીરનો, કરશું ધર્મની પુઠ્ઠી રે.
વીર જિનેસર દેશના૦ ૧
સઘન અઘન દિનરયણિમાં, બાલવિકલને અનેરા રે;
અર્થ જુએ જેમ જુજુઆ, તેમ ઓઘ નજરના ફેરા રે વી૦ ૨

દર્શન જે થયાં જુજુઆં; તે ઓઘ નજરને ફેરે રે,
ભેદ થિરાદિક દૃષ્ટિમાં, સમકિત દૃષ્ટિને હેરે રે. વી૦ ૩

દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવે રે;
હિત કરી જનને સંજીવની, ચારો તેહ ચરાવે રે. વી૦ ૪

દૃષ્ટિ થિરાદિક ચારમાં, મુગતિ પ્રયાણ ન ભાજે રે;
રયણિ શયન જેમ શ્રમ હરે, સુરનર સુખ તેમ છાજે રે. વી૦ ૫

એહ પ્રસંગથી મેં કહ્યું, પ્રથમ દૃષ્ટિ હવે કહીએ રે;
જિહાં મિત્રા તિહાં બોધ જે, તે તૃણ અગનિસો લહીએ રે. વી૦ ૬

વ્રત પણ[1] યમ ઈહાં સંપજે, ખેદ નહીં શુભ કાજે રે;
દ્વેષ નહીં વળી અવરશું, એહ ગુણ અંગ વિરાજે રે. વી૦ ૭

યોગનાં બીજ ઈહાં ગ્રહે, જિનવર શુદ્ધ પ્રણામો રે;
ભાવાચારજ સેવના, ભવ-ઉદ્વેગ સુઠામો રે. વી૦ ૮

દ્રવ્ય અભિગ્રહ પાળવા, ઔષધ પ્રમુખને દાને રે;
આદર આગમ આસરી, લિખનાદિક બહુમાને રે. વી૦ ૯

લેખન પૂજન આપવું, શ્રુત વાચના ઉદ્ગ્રાહો રે;
ભાવ વિસ્તાર સજ્ઝાયથી, ચિંતન ભાવન ચાહો રે વી૦ ૧૦

બીજ કથા ભલી સાંભળી, રોમાંચિત હુવે દેહ રે;
એહ અવંચક યોગથી, લહીએ ધરમ સનેહ રે. વી૦ ૧૧

સદ્ગુરુ યોગે વંદન ક્રિયા, તેહથી ફળ હોય જેહો રે;
યોગ ક્રિયા ફળ ભેદથી, ત્રિવિધ અવંચક એહો રે. વી૦ ૧૨

---

૧. પાંચ.

ચાહે ચકોર તે ચંદ્રને, મધુકર માલતી ભોગી રે;
તેમ ભવિ સહજગુણે હોય, ઉત્તમ નિમિત્ત સંયોગી રે. વી૦ ૧૩

એહ અવંચક યોગ તે, પ્રગટે ચરમાવર્ત્તે રે;
સાધુને સિદ્ધ દશાસમું, બીજનું ચિત્ત પ્રવર્ત્તે રે. વી૦ ૧૪

કરણ અપૂર્વના નિકટથી, જે પહેલું ગુણઠાણું રે;
મુખ્યપણે તે ઈહાં હોયે, સુયશ વિલાસનું ટાણું રે. વી૦ ૧૫

---

ઢાળ બીજી.

## બીજી તારા દૃષ્ટિ-વિચાર.

મનમોહન મેરે—એ દેશી.

દર્શન તારા દૃષ્ટિમા, મનમોહન મેરે; ગોમય અગ્નિ સમાન; મ૦
શૌચ સંતોષ ને તપ ભલું, મ૦ સજ્ઝાય ઈશ્વર ધ્યાન. મ૦ ૧

નિયમ પંચ ઈહાં સંપજે, મ૦ નહીં કિરિયા ઉદ્વેગ; મ૦
જિજ્ઞાસા ગુણતત્ત્વની, મ૦ પણ નહિ નિજ હઠ ટેગ. મ૦ ૨

એહ દૃષ્ટિ હોય વરતતાં, મ૦ યોગકથા બહુ પ્રેમ; મ૦
અનુચિત તેહ ન આચરે, મ૦ વાળ્યો વળે જેમ હેમ. મ૦ ૩

વિનય અધિક ગુણીનો કરે, મ૦ દેખે નિજગુણ હાણ; મ૦
ત્રાસ ધરે ભવભય થકી, મ૦ ભવ માને દુઃખખાણ. મ૦ ૪

શાસ્ત્ર ઘણાં મતિ થોડલી મ૦ શિષ્ટ કહે તે પ્રમાણ; મ૦
સુયશ લહે એ ભાવથી, મ૦ ન કરે જૂઠ ડફાણ. મ૦ ૫

ઢાળ ત્રીજી.

## ત્રીજી બલા દૃષ્ટિ-વિચાર.

પ્રથમ ગોપાલ તણે ભવે જીરે.—એ દેશી.

ત્રીજી દૃષ્ટિ બલા કહીજી, કાષ્ટ અગ્નિ સમબોધ;
ક્ષેપ નહીં આસન સધેજી, શ્રવણ સમીહા શોધ રે.
જિનજી, ધનધન તુજ ઉપદેશ. ૧
તરુણ સુખી સ્ત્રી પરિવર્યોજી, જેમ ચાહે સુરગીત;
સાંભળવા તેમ તત્ત્વનેજી, એ દૃષ્ટિ સુવિનીત રે. જિ૦ ૨
સરી એ બોધ પ્રવાહનીજી, એ વિણ શ્રુત થલકૂપ;[1]
શ્રવણ સમીહા તે કિસીજી, શયિત સુણે જેમ ભૂપ રે. જિ૦ ૩
મન રીઝે તન ઉલ્લસેજી, રીઝે બુઝે એક તાન;
તે ઇચ્છા વિણુ ગુણકથાજી, બહેરા આગળ ગાન રે. જિ૦ ૪
વિઘન ઈહાં પ્રાયે નહીંજી, ધર્મ હેતુમાં કોય;
અનાચાર પરિહારથીજી, સુયશ મહોદય હોય રે. જિ૦ ૫

ઢાળ ચોથી.

## ચોથી દીપ્રા દૃષ્ટિ-વિચાર.

ઝાંઝરીઆ મુનિવર ધનધન તુમ અવતાર.—એ દેશી.

યોગ દૃષ્ટિ ચોથી કહીજી, દીપ્રા તિહાં ન ઉત્થાન;
પ્રાણાયામ તે ભાવથીજી, દીપ પ્રભાસમ જ્ઞાન.
મનમોહન જિનજી મીઠી તાહરી વાણ. ૧

૧. પાણી વગરનો કૂવો.

બાહ્ય ભાવ રેચક ઈહાંજી, પૂરક અંતર ભાવ;
કુંભક થિરતા ગુણે કરીજી, પ્રાણાયામ સ્વભાવ. મન૦ ૨
ધર્મ અર્થે ઇહા પ્રાણનેજી, છાડે પણ નહીં ધર્મ;
પ્રાણ અર્થે સંકટ પડેજી, જુઓ એ દૃષ્ટિનો મર્મ. મન૦ ૩
તત્ત્વ શ્રવણ મધુરોદકેજી, ઇહાં હોયે બીજ-પ્રરોહ;
ખાર ઉદક સમ ભવ ત્યજેજી, ગુરુભક્તિ અદ્રોહ. મન૦ ૪
સૂક્ષ્મબોધ તો પણ ઇહાંજી, સમકિત વિણ નવિ હોય;
વેદ્ય સંવેદ્ય પદે કહ્યોજી, તે ન અવેદ્યે જોય. મન૦ ૫
વેદ્ય બંધ શિવ હેતુ છેજી, સંવેદન તસ નાણ;
નય નિક્ષેપે અતિ ભલુંજી, વેદ્ય સંવેદ્ય પ્રમાણ. મન૦ ૬
તે પદ ગ્રંથ વિભેદથીજી, છેહલી પાપ-પ્રવૃત્તિ;
તપ્તલોહપદ ધૃતિ સમીજી, તિહાં હોય અંતે નિવૃત્તિ. મન૦ ૭
એહ થકી વિપરીત છેજી, પદ તે અવેદ્ય સંવેદ્ય;
ભવાભિનંદી જીવનેજી, તે હોય વજ્ર અભેદ્ય. મન૦ ૮
લોભી કૃપણ દયામણોજી, માયી મચ્છર ઠાણ;
ભવાભિનંદી ભય ભર્યોજી, અફલ આરંભ અયાણ. મન૦ ૯
એવા અવગુણવંતનુંજી, પદ જે અવેદ્ય કઠોર;
સાધુ સંગ આગમતણોજી, તે[1] જીત્યો ધુરંધોર. મન૦ ૧૦
તે જિતે સહેજે ટળેજી, વિષમ કુતર્ક પ્રકાર;
દૂર નિકટ હાથી હણેજી, જેમ એ બઠર વિચાર. મન૦ ૧૧
હું પામ્યો સંશય નહીંજી, મૂરખ કરે એ વિચાર;
આળસુઆ ગુરુ શિષ્યનોજી, તે તો વચન પ્રકાર. મન૦ ૧૨

---

૧. પાઠાંતર :-તે જીતે ધરો જોર.

બીજે તે પતિઆવવુંજી, આગ–મતે અનુમાન;
આગમ ને અનુમાનથીજી, સાચું લહે સુજ્ઞાન. મન૦ ૧૩
નહીં સર્વજ્ઞ જુજુઆજી, તેહના જે વળી દાસ;
ભક્તિ દેવની પણ કહીજી, ચિત્ર અચિત્ર પ્રકાશ. મન૦ ૧૪
દેવ સંસારી અનેક છેજી, તેહની ભક્તિ વિચિત્ર;
એક રાગ પર દ્વેષથીજી. એક મુક્તિની અચિત્ર. મન૦ ૧૫
ઈંદ્રિયાર્થગત બુદ્ધિ છેજી, જ્ઞાન છે આગમ હેત;
અસંમોહ શુભ કૃતિ ગુણેજી, તેણે ફલ ભેદ સંકેત. મન૦ ૧૬
આદર ક્રિયા–રતિ ઘણીજી, વિઘન ટળે મિલે લચ્છિ;
જિજ્ઞાસા બુદ્ધ સેવનાજી, શુભકૃતિ ચિહ્ન પ્રત્યચ્છિ. મન૦ ૧૭
બુદ્ધિ ક્રિયા ભવફલ દીએજી, જ્ઞાનક્રિયા શિવઅંગ;
અસંમોહ કિરિઆ દીએજી, શીઘ્ર મુગતિફલ ચંગ. મન૦ ૧૮
પુદ્ગલ રચના કારમીજી, તિહાં જસ ચિત્ત ન લીન;
એક માર્ગ તે શિવ તણોજી, ભેદ લહે જગદીન. મન૦ ૧૯
શિષ્ય ભણી જિન દેશનાજી, કહે જન પરિણતિ ભિન્ન;
કહે મુનિની નય દેશનાજી, પરમાર્થથી અભિન્ન. મન૦ ૨૦
શબ્દ ભેદ ઝગડો કિસ્યોજી, પરમારથ જો એક;
કહો ગંગા કહો સુર નદીજી, વસ્તુ ફરે નહીં છેક. મન૦ ૨૧
ધર્મ ક્ષમાદિક પણ મટેજી, પ્રગટે ધર્મ સન્યાસ;
તો ઝગડા મોટા તણોજી, મુનિને કવણ અભ્યાસ. મન૦ ૨૨
અભિનિવેશ સઘળો ત્યજીજી, ચાર લહી જેણે દૃષ્ટિ;
તે લેશે હવે પંચમીજી, સુયશ અમૃત ઘનવૃષ્ટિ. મન૦ ૨૩

ઢાળ પાંચમી.

## પાંચમી સ્થિરા દૃષ્ટિ-વિચાર.

ધન ધન સંપ્રતિ સાચો રાજા—એ દેશી.

દૃષ્ટિ થિરામાંહે દર્શન નિત્યે, રત્નપ્રભા સમ જાણો રે;
ભ્રાંતિ નહિ વળી બોધ તે સૂક્ષ્મ, પ્રત્યાહાર વખાણો રે. ૧
એ ગુણ વીરતણો ન વિસારું, સંભારું દિનરાત રે;
પશુ ટાલી સુરરુપ કરે જે, સમકિતને અવદાત રે. એ ગુણ૦ ૨
બાલ ધુલિ ઘર લીલા સરખી, ભવ ચેષ્ટા ઇહાં ભાસે રે,
રિદ્ધિ સિદ્ધિ સવિ ઘટમા પેસે, અષ્ટ મહા સિદ્ધિ પાસે રે. એ ગુણ૦ ૩
વિષય વિકારે ન ઇંદ્રિય જોડે, તે ઇહા પ્રત્યાહારો રે;
કેવળ જ્યોતિ તે તત્ત્વ પ્રકાશે, શેષ ઉપાય અસારો રે. એ ગુણ૦ ૪
શીતળ ચંદનથી પણ ઉપન્યો, અગ્નિ દહે જેમ વનને રે;
ધર્મ-જનિત પણ ભોગ ઇહાં તેમ, લાગે અનિષ્ટ તે મનને રે. એ ગુણં૦ ૫
અંશે હોય ઇહાં અવિનાશી, પુદ્ગલ જાલ તમાસી રે;
ચિદાનંદ ઘન સુયશ વિલાસી, કેમ હોય જગનો આશી રે એ ગુણ૦ ૬

---

ઢાળ છઠ્ઠી.

## છઠ્ઠી કાંતા દૃષ્ટિ-વિચાર.

ભોલીડા હંસા રે વિષય ન રાચીએ—એ દેશી.

અચપલ રોગરહિત નિષ્ઠુર નહિ, અલ્પ હોય દોય નીતિ;
ગંધ તે સારો રે કાન્તિ પ્રસન્નતા, સુસ્વર પ્રથમ[1] પ્રવૃત્તિ
ધન ધન શાસન શ્રી જિનવરતણું. ૧

---

૧. પાઠાંતર :-પ્રમુખ

ધીર પ્રભાવી રે આગલે યોગથી, મિત્રાદિકયુતચિત્ત;
લાભ ઇષ્ટનો રે દ્વંદ્વ અધૃષ્યતા, જન પ્રિયતા હોય નિત્ય. ધન૦૨
નાશ દોષનો રે તૃપ્તિ પરમ લહે, સમતા ઉચિત સંયોગ;
નાશ વૈરનો રે બુદ્ધિ ઋતંભરા,[૨] એ નિષ્પન્નહ યોગ. ધન૦૩
ચિન્હ યોગનાં રે જે પરગ્રંથમાં, યોગાચારય દિઠ્ઠ;
પંચમ દૃષ્ટિ થકી સવિ જોડીએ, એહવા તેહ ગરિઠ્ઠ ધન૦૪
છઠ્ઠિ દિઠ્ઠિ રે હવે કાંતા કહું, તિહાં તારાભ-પ્રકાશ;
તત્ત્વ મીમાંસા રે દૃઢ હોયે ધારણા, નહિ અન્ય શ્રુતવાસ. ધન૦૫
મન મહિલાનું રે વાહલા ઉપરે, બીજાં કામ કરંત;
તેમ શ્રુતધર્મેં રે મન દૃઢ ધરે, જ્ઞાનાક્ષેપકવંત. ધન૦૬
એહવે જ્ઞાને રે વિઘન-નિવારણે, ભોગ નહિ ભવહેત;
નવિ ગુણ દોષ ન વિષય સ્વરૂપથી, મન ગુણ અવગુણ ખેત ધન૦૭
માયા પાણી રે જાણી તેહને, લંઘી જાય અડોલ;
સાચું જાણી રે તે બીતો રહે, ન ચલે ડામાડોલ. ધન૦૮
ભોગતત્ત્વને રે એમ ભય નવિ ટળે, જૂઠા જાણે રે ભોગ;
તે એ દૃષ્ટિ રે ભવ સાયર તરે, લહે વળી સુયશ સંયોગ. ધન૦૯

---

ઢાળ સાતમી.

## સાતમી પ્રભા દૃષ્ટિ-વિચાર.

એ છિંડી કહાં રાખી—એ દેશી.

અર્ક પ્રભાસમ બોધપ્રભામાં, ધ્યાન પ્રિયા એ દિઠ્ઠી,
તત્ત્વ તણી પ્રતિપત્તિ ઈહાં વળી, રોગ નહીં સુખપુઠ્ઠી રે.
ભવિકા વીર વચન ચિત્ત ધરીએ. ૧

---

૨. પાઠાંતર :-ઋતંભરા.

સઘળું પરવશ તે દુ:ખ લક્ષણ, નિજવશ તે સુખ લહીએ;
એ દષ્ટે આતમ ગુણ પ્રગટે, કહો સુખ તે કુણ કહીએ રે? ભ૦૨
નાગરસુખ પામર નવિ જાણે, વલ્લભ સુખ ન કુમારી;
અનુભવ વિણુ તેમ ધ્યાન તણું સુખ, કોણ જાણે નરનારી રે? ભ૦૩
એહ દૃષ્ટિમાં નિર્મળ બોધે, ધ્યાન સદા હોય સાચું;
દૂષણ રહિત નિરંતર જ્યોતિ, રત્ન તે દીપે જાચું રે ભ૦૪
વિષભાગક્ષય, શાંતવાહિતા, શિવમારગ ધ્રુવનામ;
કહે અસંગ ક્રિયા ઇહાં યોગી, વિમલ સુયશ પરિણામ રે. ભ૦૫

ઢાળ આઠમી.

### આઠમી પરાદૃષ્ટિ-વિચાર.

તુજ સાથે નહિ બોલું મારા વહાલા—એ દેશી.

દૃષ્ટિ આઠમી સારે સમાધિ, નામ પરા તસ જાણુંજી,
આપ સ્વભાવે પ્રવૃત્તિ પૂરણ, શશિસમ બોધ વખાણુંજી;
નિરતિચાર પદ એહમાં યોગી, કહિયે નહીં અતિચારીજી,
આરોહે આરૂઢે ગિરિને, તેમ એહની ગતિ ન્યારીજી. ૧
ચંદન ગંધ સમાન ક્ષમા ઇહાં, વાસકને[1] ન ગવેષેજી,
આસંગે વર્જિત વળી એહમા, કિરિયા નિજ ગુણ લેખેજી;
શિક્ષાથી જેમ રતન નિયોજન, દૃષ્ટિ ભિન્ન તેમ એહોજી,
તાસ નિયોગે કરણ અપૂરવ, લહે મુનિ કેવલ-ગેહોજી. ૨
ક્ષીણ દોષ સર્વજ્ઞ મહામુનિ, સર્વ લબ્ધિ ફ્લ-ભોગીજી,
પર ઉપગાર કરી શિવસુખ તે, પામે યોગ અયોગીજી;
સર્વ શત્રુક્ષય સર્વ વ્યાધિલય, પૂરણ સર્વ સમીહાજી,[2]
સર્વ અરથ યોગે સુખ તેહથી, અનંતગુણ નિરીહાજી. ૩

૧. વાસના ૨ વાઞ્છા.

## ઉપસંહાર

એ અડદિઠ્ઠી કહી સંક્ષેપે, યોગ શાસ્ત્ર સંકેતેજી,
કુલ યોગીને પ્રવૃત્તચક્ર જે, તેહ તણે હિત હેતેજી;
યોગી કુલે જાયા તસ ધર્મે, અનુગત તે કુલયોગીજી,
અદ્વેષી ગુરુ–દેવ–દ્વિજ–પ્રિય, દયાવંત ઉપયોગીજી. ૪

શુશ્રૂષાદિક અડગુણ સંપૂરણ, પ્રવૃત્ત ચક્ર તે કહિયેજી,
યમદ્વય લાભી પરદુગ અર્થિ, આદ્ય અવંચક લહિયેજી;
ચાર અહિંસાદિક યમ ઇચ્છા, પ્રવૃત્તિ થિર સિદ્ધિનામેજી,
શુદ્ધ રુચે પાલ્યે અતિચારહ, ટાલે ફળ પરિણામેજી. ૫

કુલયોગી ને પ્રવૃત્તચક્રને, શ્રવણ શુદ્ધિ પક્ષપાતજી,
યોગદૃષ્ટિ ગ્રંથે હિત હોવે, તેણે કહિ એ વાતજી;
શુદ્ધ ભાવ ને સૂનિ કિરિયા, બેહુમાં અંતર કેતોજી,
જલહલતો સૂરજ ને ખજૂઓ, તાસ તેજમાં તેતોજી. ૬

ગુહ્ય ભાવ એ તેહને કહિએ, જેહસુ અંતર ભાંજેજી,
જેહસું ચિત્ત પટંતર હોવે, તેહશું ગુહ્ય ન છાજેજી;
યોગ્ય અયોગ્ય વિભાગ અલહતો, કરશે મોટી વાતોજી,
ખમશે તે પંડિત પરષદમા, મુષ્ટિપ્રહારને લાતોજી. ૭

સભાત્રણ શ્રોતાગુણ અવગુણ, નંદી સૂત્રે દિસેજી,
તે જાણી એ ગ્રંથ યોગ્યને, દેજો સુગુણ જગીશેજી;
લોક પૂરજો નિજનિજ ઇચ્છા, યોગભાવ ગુણરયણેજી,
શ્રી નયવિજય વિબુધ પય સેવક, વાચક યશને વયણેજી. ૮

## સ્તુતિઓ.

### શ્રી ઋષભદેવસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

ત્રાસી લાખ પૂરવ ઘરવાસે, વસિયા પરિકર યુક્તાજી,
જન્મથકી પણ દેવતરૂ ફલ, ક્ષીરોદધિ જલ ભોક્તાજી;
મઇ સુય ઓહિ નાણે સંજુત્ત, નયણ વયણ કજચંદાજી,
ચાર સહસ્યુ દીક્ષા શિક્ષા, સ્વામી શ્રી ઋષભ જિણંદાજી ૧
મનપર્યંવ તવ નાણ ઉપન્નું, સંજતિલિંગ સુહાયાજી,
અઢીદ્વીપમા સન્નિપંચેંદ્રિ જાણે મનોગત ભાવાજી;
દ્રવ્ય અનંતા સૂક્ષ્મતિચ્છાં, અઢારશેં ખિત્ત ઠાયાજી,
પલિય અસંખ્ય ભાગ ત્રિકાલિક, દ્રવ્ય અસંખ્ય પરજાયાજી ૨
ઋષભ જિણેસર કેવલ પામી, રયણ સિંહાસન ઠાયાજી,
અનભિલાપ્ય અભિલાપ્ય અનંતા, ભાગ અનંતા ઉચરાયાજી,
તાસ અનંતમેં ભાગે ધારી, ભાગ અનંતે સૂત્રજી,
ગણધર રચિયા આગમ પૂજી, કરીએ જનમ પવિત્રજી ૩
ગોમુખ જક્ષ ચક્કેસરી દેવી, સમકિત શુદ્ધ સુહાવેજી,
આદિ દેવની સેવા કરતી, શાસન સોભ ચઢાવેજી;
શ્રદ્ધા સંયુત જે મનધારી, વિઘન તાસ નિવારેજી,
શ્રી શુભ વીરવિજય પ્રભુ ભગતેં, સમરે નિત્ય સવારેજી ૪

---

### શ્રી પદ્મવિજયજીકૃત

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા;
મરુદેવી માયા, ધોરી લંછન પાયા;

જગત થિતિ નિપાયા શુદ્ધ ચારિત્ર પાયા;
કેવળ શ્રી રાયા, મોક્ષ નગરે સધાયા. ૧
સવિ જિન સુખકારી, મોહ મિથ્યા નિવારી;
દુરગતિ દુઃખભારી શોક સંતાપ વારી;
શ્રેણિ ક્ષપક સુધારી કેવલાનંત ધારી;
નમીએ નરનારી, જેહ વિશ્વોપકારી. ૨
સમવસરણ બેઠા, લાગે જિનજી મીઠા;
કરે ગણપ પઈઠા[1] ઇંદ્ર ચંદ્રાદિ દીઠા;
દ્વાદશાંગી વરીઠા, ગુંથતાં ટાલે રિઠા;
ભવિજન હોય હીઠા, દેખી પુન્યે ગરિઠા. ૩
સુર સમકિતવંતા, જેહ રિદ્ધે મહંતા;
જેહ સજ્જન સંતા, ટાળીએ મુજ ચિંતા;
જિનવર સેવંતા, વિઘ્ન વારે દુરંતા;
જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખ દિંતા. ૪

---

## શ્રી અજિતનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

જબ ગરભે સ્વામી, પામી વિજયા નારી,
જીતે નિત્ય પિઉને, અક્ષક્રીડન[2] હુશિયારી;
તેણે નામ અજિત છે, દેશના અમૃતધાર;
મહાજક્ષ અજિતા, વીર વિઘન અપહાર. ૧

---

૧. ગણધર સ્થાપના. ૨. પાસાની રમતમાં.

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

વિજયા સુત વંદો, તેજથી જ્યુ દિણંદો,
શીતલતાએ ચંદો, ધીરતાએ ગિરીંદો;
મુખ જેમ અરવિંદો, જાસ સેવે સુરિંદો,
લહો પરમાનંદો, સેવના સુખ કંદો. ૧

---

## શ્રી સંભવનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

સંભવ સ્વામી સેવીએ, ધન્ય સજ્જન દીહા;
જિન ગુણ માળા ગાવતાં, ધન્ય તેહની જીહા;
વયણ સુગંગ તરંગમાં, ન્હાતાં શિવ ગેહી;
ત્રિમુખસુર દુરિતારીકા, શુભ વીર સનેહી. ૧

---

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

સંભવ સુખદાતા, જેહ જગમાં વિખ્યાતા;
ષટ્જીવોના ત્રાતા, આપતા સુખશાતા;
માતાને ભ્રાતા કેવલજ્ઞાન જ્ઞાતા;
દુઃખ દોહગ ત્રાતા, જાસ નામે પલાતા. ૧

---

## શ્રી અભિનંદનસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

અભિનંદન ગુણ માલિકા, ગાવંતી અમરાલિકા;
કુમતકી પરજાલીકા, શિવ વહુ વરમાલિકા;

લગે ધ્યાનકી તાલિકા, આગમની પરનાલિકા;
ઇશ્વરો સુર બાલિકા, વીર નમે નિત્ય કાલિકા. ૧

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

સંવર સુત સાચો, જાસ સ્યાદ્વાદ વાચો;
થયો હીરો જાચો, મોહને દેઈ તમાચો;
પ્રભુ ગુણ ગણ માચો એહને ધ્યાન રાચો;
જિન પદ સુખ સાચો, ભવ્ય પ્રાણી નિકાચો. ૧

## શ્રી સુમતિનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

સુમતિ સુરગ દિયે અસુમંતને,[1] મમત મોહ નહીં ભગવંતને;
પ્રગટ જ્ઞાન વરી શિવ બાલિકા, તુંબરુ વીર નમે મહાકાલિકા. ૧

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

સુમતિ સુમતિ દાઇ, મંગલા જાસ માઇ,
મેરુ ને રાઈ, ઓર એહમેં તુલાઇ;
વશ કીધાં ઘાઈ, કેવલજ્ઞાન પાઇ;
નહિ ઉણીમ કાઇ, સેવીએ એ સદાઇ. ૧

---

૧. પ્રાણીને.

## શ્રી પદ્મપ્રભસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

પદ્મપ્રભુહૃત છદ્માવસ્થા, શિવસદ્મ સિદ્ધા અરૂપસ્થા,
નાણુને દંસણુ દોય વિલાસી, વીર કુસુમ શ્યામા જિનપાસી. ૧

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

અઢીશેં ધનુષ કાયા, ત્યક્ત મદ મોહ માયા;
સુસીમા જસ માયા શુક્લ જે ધ્યાન ધ્યાયા;
કેવલ વર પાયા, ચામરાદિ ધરાયા;
સેવે સુરરાયા મોક્ષ નગરે સધાયા. ૧

## શ્રી સુપાર્શ્વનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

અષ્ટ મહા પડિહારશુ એ, શોભે સ્વામી સુપાસ તો;
મહાભાગ્ય અરિહા પ્રભુ એ, સુર નર જેહના દાસ તો;
ગુણ અતિશય વરણવ્યા એ આગમ ગ્રંથ મોઝાર તો;
માતંગ શાતા સૂર સુરિએ, વીરવિઘન અપહાર તો. ૧

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

સુપાસ જિન વાણી, સાભળે જેહ પ્રાણી;
હૃદયે પહેચાણી, તે તર્યા ભવ્ય પ્રાણી;
પાત્રીશ ગુણ ખાણી, સૂત્રમા જે ગુથાણી;
ષટ્ દ્રવ્યશું જાણી, કર્મ પીલે જ્યુ ઘાણી. ૧

### શ્રી ચંદ્રપ્રભુસ્વામી.

#### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

ચંદ્રપ્રભુ મુખ ચંદ્રમા, સખિ જોવા જઈએ;
　　દ્રવ્ય ભાવ પ્રભુ દરસણે, નિર્મલતા થઈએ;
વાણી સુધારસ વેલડી, સુણીએ તતખેવ;
　　ભજે ભદંત ભૃકુટિકા, વીરવિજય તે દેવ. ૧

---

#### પદ્મવિજયજીકૃત સ્તુતિ.

સેવે સુર વૃંદા, જાસ ચરણારવિંદા;
　　અઠ્ઠમ જિણચંદા, ચંદ વરણે સોહંદા;
મહસેન નૃપ[1] નંદા, કાપતા દુઃખ દંદા;
　　લંછન મિષ ચંદા, પાય માનુ સેવંદા. ૧

---

### શ્રી સુવિધિનાથસ્વામી.

#### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

સુવિધિ સેવા કરતા દેવા, તજી વિષય વાસના;
　　શિવ સુખ દાતા, જ્ઞાતા ત્રાતા હરે દુઃખ દાસના;
નય ગમ ભંગે, રંગે ચંગે, વાણી ભવ હારિકા;
　　અમર અજિતા, મોહાતીતા, વીરંચ સુતારિકા. ૧

---

#### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

નરદેવ ભાવ દેવો,[2] જેહની સારે સેવો;
　　જેહ દેવાધિદેવો, સાર જગમા જ્યુ મેવો;

---

૧. નરપતિ-રાજા-મહારાજા　૨. ચાર નિકાયના દેવ.

જોતાં જગ એહવો, દેવ દીઠો ન તેહવો;
સુવિધિ જિન જેહવો, મોક્ષ દે તતખેવો. ૧

## શ્રી શીતલનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

શીતલ પ્રભુ દર્શન, શીતલ અંગ ઉવંગે;
કલ્યાણક પાંચે, પ્રાણી ગણ સુખ સંગે;
તવ વચન સુણંતાં, શીતળ કિમ નહિ લોકા;
શુભ વીર તે બ્રહ્મા, શાસન દેવી અશોકા. ૧

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

શીતલ જિન સ્વામી, પુન્યથી સેવ પામી;
પ્રભુ આતમરામી, સર્વ પરભાવ વામી;
જે શિવગતિ ગામી, શાશ્વતાનંદ ધામી;
ભવી શિવસુખ કામી, પ્રણમીએ શીર્ષ નામી. ૧

## શ્રી શ્રેયાંસનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

શ્રી શ્રેયાંસ સુહંકર પામી, ઇચ્છે અવર કુણ દેવાજી;
કનકતરુ[1] સેવે કુણ પ્રભુને, છંડી સુરતરુ[2] સેવાજી;
પૂર્વાપર અવિરોધી સ્યાત્પદ, વાણી સુધારસ વેલીજી;
માનવી મણુએસર સુપસાયે, વીર હૃદયમાં ફેલીજી. ૧

---

૧. ધતુરો. ૨. કલ્પવૃક્ષ

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

વિષ્ણુ[1] જસ માત, જેહના વિષ્ણુ તાત;
પ્રભુના અવદાત, તીન ભુવને વિખ્યાત;
સુરપતિ સંઘાત, જાસ નિકટે આયાત;
કરી કર્મનો ઘાત, પામીઆ મોક્ષ શાત.[2] ૧

---

## શ્રી વાસુપૂજ્યસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

વિમલ ગુણ આગારં, વાસુપૂજ્ય સફારં;
નિહત વિષય વિકારં, પ્રાપ્ત કૈવલ્ય સારં;
વચન રસ ઉદારં, મુક્તિ તત્ત્વ વિચારં,
વીર વિઘ્ન નિવારં, સ્તૌમિ ચંડી કુમારં. ૧

---

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

વિશ્વના ઉપગારી, ધર્મના આદિકારી,
ધર્મના દાતારી, કામ ક્રોધાદિ વારી;
તાર્યા નર નારી, દુઃખ દોહગ હારી,
વાસુપૂજ્ય નિહારી, જાઉં હું નિત્ય વારી. ૧

---

## શ્રી વિમળનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

વિમલનાથ વિમલ ગુણ વર્યા,
જિન પદ ભોગી ભવ નિસ્તર્યા;
વાણી પાંત્રીશ ગુણ લક્ષણી,
છમ્મુહ સુર પ્રવરા જક્ષણી. ૧

---

૧. વિષ્ણુદેવી માતા. ૨. સુખ.

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

વિમલ જિન જુહારો, પાપ સંતાપ વારો;
શ્યામાંબ[1] મલ્હારો,[2] વિશ્વ કીર્તિ વિફારો;
યોજન વિસ્તારો, જાસ વાણી પ્રસારો;
ગુણ ગણ આધારો, પુન્યના એ પ્રકારો. ૧

### શ્રી અનંતનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

જ્ઞાનાદિકા ગુણવરા નિવસંત્યનંતે,
વજ્રી સુપર્વમહિતો જિનપાદપદ્મે;
અંથાર્ણવે મતિવરા પ્રણતિસ્મ ભકત્યા,
પાતાલચાકુશી સુરી શુભ વીર દક્ષા. ૧

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

અનંત અનંત નાણી, જાસ મહિમા ગવાણી,
સુરનર તિરિ પ્રાણી, સાંભળે જાસ વાણી;
એકવચન સમજાણી, જેહ સ્યાદ્વાદ જાણી,
તર્યા તે ગુણ ખાણી, પામિયા સિદ્ધિ રાણી. ૧

### શ્રી ધર્મનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

સખિ ધર્મ જિનેસર પૂજીએ, જિન પૂજે મોહને ધ્રુજીએ;
પ્રભુ વચણ સુધારસ પીજીએ, કિન્નર કંદર્પ રીઝીએ. ૧

૧. શ્યામ માતાના. ૨ પુત્ર

## શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

ધરમ ધર ધે કર્મના પાસ તોરી,
કેવલશ્રી જોરી, જેહ ચોરે ન ચોરી;
દર્શની મદ છોરી, જાય ભાગ્યા સટોરી,
નમે સુરનર કોરી,* તે વરે સિદ્ધિ ગોરી. ૧

## શ્રી શાંતિનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

શાંતિ સુહંકર સાહિબો, સંજમ અવધારે,
સુમિત્રને ઘેર પારણું, ભવ પાર ઉતારે;
વિચરંતા અવની તલે, તપ ઉગ્ર વિહારે,
જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે. ૧
પાસ વીર વાસુપૂજ્યને, નેમ મલ્લી કુમારી,
રાજ્ય વિહુણા એ થયા, આપે વ્રતધારી;
શાંતિનાથ પ્રમુખા સવિ, લહી રાજ્ય નિવારી,
મલ્લી નેમ પરણ્યા નહીં, બીજા ઘરબારી. ૨
કનક કમલ પગલા ઠવે, જગ શાંતિ કરિજે,
રયણ સિંહાસન બેસીને, ભલીદેશના દીજે;
યોગાવંચક પ્રાણિયા, ફલ લેતાં રીઝે,
પુષ્કરાવર્ત્તનાં મેઘમાં, મગસેલ ન ભીંજે. ૩

* ક્રોડો ગમે.

કોડ વદન શુકરારૂઢો,[1] શ્યામરૂપે ચાર,
હાથ બીજોરૂં કમલ છે, દક્ષિણ કર સાર;
જક્ષ ગરૂડવામ પાણીએ, નિકુલાક્ષ વખાણે,
નિર્વાણીની વાત તો, કવિ વીર તે જાણે ૪

## શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

વંદો જિન શાંતિ, જાસ સોવન કાંતિ,
ટાલે ભવ ભ્રાંતિ, મોહ મિથ્યાત્વ શાંતિ;
દ્રવ્ય ભાવ અરિ પાંતિ,[2] તાસ કરતા નિકાંતિ;[3]
ધરતા મન ખાંતિ, શોક સંતાપ વાંતિ. ૧
દોય જિનવર નીલા, દોય ધોલા સુશીલા,
દોય રક્ત રંગીલા, કાઢતા કર્મ કીલા;
ન કરે કોઇ હીલા, દોય શામા સલીલા,
સોલ સ્વામીજી પીલા, આપજો મોક્ષ લીલા. ૨
જિનવરની વાણી મોહવલ્લી કૃપાણી,[4]
સૂત્રે દેવાણી, સાધુને યોગ્ય જાણી;
અર્થે ગુંથાણી, દેવ મનુષ્ય પ્રાણી,
પ્રણમો હિત આણી, મોક્ષની એ નિશાની. ૩
વાગેશ્વરી દેવી, હર્ષ હિયડે ધરેવી,
જિનવર પય સેવી, સાર શ્રદ્ધા વરેવી;
જે નિત્ય સમરેવી, દુઃખ તેહનાં હરેવી,
પદ્મવિજય કહેવી, ભવ્ય સંતાપ ખેવી. ૪

૧. શક્કર (ભૂંડ ઉપર ચઢેલો.) ૨. શ્રેણી ૩ વિનાશ. ૪. તલવાર.

## શ્રી કુંથુનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

વશી કુંથુવ્રતી તિલકો જગતિ, મહિમા મહતી નત ઇંદ્રિતતિ[1];
ગ્રંથિતાગમ જ્ઞાન ગુણા વિમલા, શુભ વીર મતા ગાંધર્વ બલા. ૧

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

કુંથુજિન નાથ, જે કરે છે સનાથ,
તારે ભવ પાથ, જે ગ્રહી ભવ્ય હાથ;
એહનો તજે સાથ, બાવલે દિયે બાથ,
તારે સુરનર સાથ, જે સુણે એક ગાથ. ૧

## શ્રી અરનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

અરવિભુ રવિ ભૂતળ દ્યોતકં, સુમનસા મન સાચિંતપત્કજે;
જિનગિરા નગિરા પરતારિણી, પ્રણુત યક્ષપતિ વીર ધારણી.

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

અરજિનવર રાયા, જેહની દેવી માયા;
સુદર્શન નૃપ તાયા, જાસ સુવર્ણ કાયા;
નંદાવર્ત પાયા, દેશના શુદ્ધ દાયા;
સમવસરણ વિરચાયા, ઇંદ્ર ઇંદ્રાણી ગાયા. ૧

---

૧. શ્રેણી.

## શ્રી મલ્લિનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

મલ્લિનાથ મુખચંદ નિહાળું, અરિહા પ્રણમી પાતિક ટાળું;
જ્ઞાનાનંદ વિમળપુર શહેર, ધરણુ પ્રિયા શુભવીર કુબેર. ૧

---

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

મલ્લિજિન નમીએ પૂર્વલાં પાપ ગમીએ;
ઇંદ્રિય ગણુ દમીએ, આણુ જિનની ન ક્રમીએ;
ભવમા નવિ ભમીએ, સર્વ પરભાવ વમીએ;
નિજ ગુણમાં રમીએ, કર્મ મલ સર્વ ધમીએ. ૧

---

## શ્રી મુનિસુવ્રતસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

મુવ્રત સ્વામી, આતમરામી, પૂજો ભવિ મન રૂલી:
જિન ગુણ થુણિએ, પાતિક હણિએ, ભાવસ્તવ સાંકલી;
વચને રહિયે, જૂઠ ન કહિયે, ટલે ફલ વંચકો;
વીરજિણપાસી નરદત્તા, વરૂણ જિનાર્ચકો. ૧

---

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

મુનિસુવ્રત નામે, જે ભવિ ચિત્ત કામે;
સવિ સંપત્તિ પામે, સ્વર્ગના સુખ જામે;
દુર્ગતિ દુ:ખ વામે, નવિ પડે મોહ ભામે;
સવિ કર્મ વિરામે, જઈ વસે સિદ્ધિ ધામે ૧

---

## શ્રી નમિનાથજિન સ્તવન.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

શ્રી નમિનાથ સુહામણા એ, તીર્થપતિ સુલતાન તો;
વિશ્વંભર અરિહા પ્રભુ એ, વીતરાગ ભગવાન તો;
રત્નત્રયી જસ ઉજલી એ, ભાખે ષટ્ દ્રવ્ય જ્ઞાન તો;
ભ્રકુટિ સુર ગંધારિકાએ, વીર હૃદય બહુ માન તો. ૧

---

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

નમીએ નમિ નેહ, પુન્ય થાએ જ્યું દેહ;
અઘસમુદય જેહ, તે રહે નાંહી રેહ;
લહે કેવલ તેહ, સેવના કાર્ય એહ;
લહે શિવપુર ગેહ, કર્મનો આણી છેહ. ૧

---

## શ્રી નેમિનાથસ્વામી.

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

દુરિતભયનિવારં; મોહવિધ્વંસકારં;
ગુણવંતમવિકારં, પ્રાપ્તસિદ્ધિસુદારં;
જિનવર જયકારં, કર્મસંક્લેશહારં;
ભવજલનિધિતારં નૌમિ નેમિકુમારં. ૧
અડ જિનવર માતા સિદ્ધિ સાથે પ્રયાતા;
અડ જિનવર માતા, સ્વર્ગ ત્રીજે વિખ્યાતા;
અડ જિનવર માતા, પ્રાપ્ત મહેંદ્ર સ્યાતા;
ભવભય જિન ત્રાતા, સંતને સિદ્ધિ દાતા. ૨

ઋષભ જનક જાવે, નાગ[1] સ્વભાવ પાવે;
ઇશાન નગ કહાવે, શેષ કાતા સ્વભાવે;
પદ્માસન સુહાવે, નેમ આઘત પાવે;
શેષ કાઉસ્સગ્ગ ભાવે, સિદ્ધિ સૂત્રે પઠાવે. ૩
વાહન પુરુષ જાણી, કૃષ્ણ વર્ણે પ્રમાણી;
ગોમેધ ને ષટ્, પાણી સિંહ બેઠી વરાણી;
તનુ કનક સમાણી, અંબિકા ચાર પાણી;
નેમ ભક્તિ ભરાણી, વીરવિજયે વખાણી. ૪

---

## શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

રાજુલ વર નારી, રૂપથી રતિ હારી;
તેહના પરિહારિ, બાલથી બ્રહ્મચારી;
પશુઆ ઉગારી, હુઆ ચારિત્ર ધારી;
કેવલ શ્રી સારી, પામિયા ઘાતિ વારી. ૧
ત્રણ જ્ઞાન સંજુતા, માતની કુખે હુંતા;
જનમે પુરુહુતા[2], આવી સેવા કરંતા;
અનુક્રમે વ્રત કરંતા, પંચ સમિતિ ધરંતા;
મહિયલ વિચરંતા કેવલ શ્રી વરંતા. ૨
સવિ સુરવર આવે, ભાવના ચિત્ત લાવે;
ત્રિગડું સોહાવે, દેવછંદો બનાવે;
સિંહાસન ઠાવે, સ્વામીના ગુણ ગાવે;
તિહાં જિનવર આવે, તત્ત્વ વાણી સુણાવે. ૩

---

૧. નાગ કુમારમાં ૨. ઇંદ્રો

શાસનસુરી સારી, અંબિકા નામ ધારી;
જે સમકિતિ નરનારી, પાપ સંતાપ વારી;
પ્રભુ સેવાકારી, જાપ જપિયે સવારી,
સંઘ દુરિત નિવારી, પદ્મને જેહ પ્યારી. ૪

---

## શ્રી પાર્શ્વનાથસ્વામી
## શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ

પાસજિણંદા વામાનંદા જબ ગરભે ફલી,
સુપના દેખે અર્થ વિશેષે કહે મઘવા[1] મલી;
જિનવર જાયા સુર હુલરાયા હુઆ રમણી પ્રિયે,
નેમી રાજી[2] ચિત્ત વિરાજી વિલોકિત વ્રત લીયે. ૧
વીર એકાકી ચાર હજારે દીક્ષા ધુર જિનપતિ,
પાસ ને મલ્લિ ત્રયશત સાથે બીજા સહસે વ્રતિ,
ષટશત સાથે સંજમ ધરતા વાસુપૂજ્ય જગધણી,
અનોપમ લીલા જ્ઞાનરસીલા દેજો સુજને ઘણી. ૨
જિન મુખ દીઠી વાણી મીઠી સુરતરુ વેલડી,
દ્રાક્ષ વિહાસે ગઈ વનવાસે પીલે રસ શેલડી;
સાકર સેંતિ તરણા લેતી મુખે પશુ ચાવતી,
અમૃત મીઠું સ્વર્ગે દીઠું સુરવધુ ગાવતી. ૩
ગજ મુખ દક્ષો વામન જક્ષો મસ્તકે ફણાવલી,
ચાર તે બાહી કચ્છપવાહી[3] કાયાજસ શામલી;
ચૌકરપ્રૌઢા નાગારૂઢા દેવી પદ્માવતી,
સોવનકાંતિ પ્રભુ ગુણ ગાતિ વીર ઘેર આવતી. ૪

---

૧. ઇંદ્ર. ૨. નેમિનાથ રાજેમતીનાં ચિત્ર. ૩. કાચબો.

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

શ્રીપાસ જિણુંદા, મુખ પુનમ ચંદા,
પદ યુગ અરવિંદા, સેવે ચોસઠ ઇંદા;
લંછન નાગિંદા, જાસ પાયે સોહંદા,
સેવે ગુણી વૃંદા, જેહથી સુખ કંદા ૧
જનમથી વર ચાર, કર્મ નાસે ઇગ્યાર,
ઓગણીશ નિરધાર, દેવ કીધા ઉદાર;
સવિ ચોત્રીશ ધાર, પુન્યના એ પ્રકાર,
નમિયે નરનાર, જેમ સંસાર પાર. ૨
એકાદશ અંગા, તિમ બારે ઉવંગા,
ષટ્ છેદ સુચંગા, મુલચારે સુરંગા;
દસ પયન્ના સુસંગા, સાભળો થઈ એકંગા,
અનુયોગ બહુ ભંગા, નંદી સૂત્ર પ્રસંગા ૩
પાસે યક્ષ પાસો, નિત્ય કરતો નિવાસો,
અડતાલીશ જાસો, સહસ પરિવાર ખાસો;
સહુએ પ્રભુ દાસો, માગતા મોક્ષ વાસો,
કહે પદ્મ નિકાસો,[1] વિઘ્નના વૃંદ પાસો. ૪

---

### શ્રી મહાવીરસ્વામી

### શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

વીર જગપતિ જન્મ થાવે, નંદન નિશ્ચિત શિખર રહાવે,
આઠ કુમારી ગાવે;

૧. દૂર ટાળો

अह. गजदंता हेठे वसावे, रुचक गिरिथी छत्रीस जावे,
द्वीप रुचक चउ भावे;
छप्पन दिक् कुमरी हुलरावे, सुती करम करी निज घरपावे,
शक्र सुघोषा वजावे;
सिंहनाद करी ज्योतिषी आवे,भवण व्यंतर शंख पडहे मिलावे,
सुरगिरि जन्म मल्हावे. १

ऋषभ तेर शशि सात कहीजे, शांतिनाथ भव बार सुणीजे,
मुनिसुव्रत नव कीजे;
नव नेमीश्वर नमन करीजे, पास प्रभुना दश समरीजे,
वीर सत्तावीश लीजे;
अजितादिक जिन शेष रहीजे, त्रण त्रण भव सघळे ठवीजे,
भव समकितथी गणीजे;
जिन नाम बंध निकाचित कीजे, त्रीजे भव तप खंति धरीजे,
जिनपद उदये लीजे. २

आचार आदे अंग अग्यार, उववाई आदे उपांग ते बार,
दश पयन्ना सार;
छ छेदसूत्र विचित्र प्रकार, उपगारी मूलसूत्र ते चार,
नंदी अनुयोगद्वार;
ए. पीस्तालीश आगम सार, सुणतां लहे तत्त्व उदार,
वस्तु स्वभाव विचार;
विषय भुजंगिनी[1] विष अपहार, ए समो मंत्र न को संसार;
वीर शासन जयकार. ३

नकुल बीजोरूं दोय कर झाली, मातंग सुर शाम कांति तेजाली,
वाहन गज शुंढाली;

१. विषयरूपी नागिणी

સિંહ ઉપર બેઠી રઢિયાળી, સિદ્ધાયિકા દેવી લટકાળી,
હસ્તિભા ચ્યાર ભુજાલી;
પુસ્તક અભયા જિમણે ઝાલી, માતુલિંગ ને વીણા રસાલી,
વામભુજા નહિ ખાલી;
શુભ ગુરુ ગુણ પ્રભુ ધ્યાન ઘટાલી, અનુભવ નેહશું દેતી તાલી,
વીર વચન ટંકશાલી. ૪

### શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

મહાવીર જિણંદા, રાય સિદ્ધાર્થ નંદા,
લંછન મૃગઇંદા, જાસ પાયે સોહંદા;
સુર નરવર ઇંદા, નિત્ય સેવા કરંદા,
ટાલે ભવ ફંદા સુખ આપે અમંદા ૧
અડ જિનવર માતા, મોક્ષમાં સુખ શાતા,
અડ જિનની ખ્યાતા, સર્વ ત્રીજે આખ્યાતા;
અડજિનપ[1] જનેતા, નાક[2] માહેંદ્ર યાતા,
સવિ જિનવર નેતા, શાશ્વતા સુખદાતા ૨
મલ્લિ નેમિ પાસ, આદિ અઠ્ઠમ ખાસ,
કરી એક ઉપવાસ, વાસુપૂજ્ય સુવાસ;
શેષ છઠ્ઠ સુવિલાસ, કેવલજ્ઞાન જાસ,
કરે વાણી પ્રકાશ, જેમ અજ્ઞાન નાશ. ૩
જિનવર જગદીશ, જાસ મ્હોટી જગીશ,
નહિ રાગને રીસ, નામિયે તાસ શિશ;
માતંગ સુર ઇશ, સેવતો રાત દીશ,
ગુરુ ઉત્તમ અધિશ પદ્મ ભાખે સુશિશ.

---

૧. આઠ જિનેશ્વર. ૨. સ્વર્ગ.

## શ્રી વીરવિજયજીકૃત સ્તુતિ.

ઋષભાનન ચંદ્રાનન જાણો, વારિષેણ શાશ્વત્ વર્ધમાનો; ૧
પૂરવ પશ્ચિમ ઉત્તર ઠાણો દક્ષિણ પડિમા ભાગ પ્રમાણો.
ઉર્ધ્વલોકે જિન બિંબ ઘણેરાં, ભવનપતિમા ઘર દહેરાં;
વ્યંતર જ્યોતિષિ ત્રીછે અનેરાં, ચારે શાશ્વત નામ ભલેરાં. ૨
ભરતાદિક જે ક્ષેત્રે સુહાવે કાળ ત્રિકે જે અરિહા આવે;
ચાર નામ એ નિશ્ચય થાવે, અંગ-ઉવંગ વાત જણાવે. ૩
પંચકલ્યાણકે હર્ષ અધુરે, નંદીશ્વર દ્વીપે જઇ પૂરે;
હર્ષમહોત્સવ કરત અઠ્ઠાઈ, દેવ દેવી શુભ વીર વધાઈ. ૪

## શ્રી પદ્મવિજયજીકૃત સ્તુતિ.

ઋષભ ચંદ્રાનન વંદન કીજે, વારિષેણ દુઃખ વારેજી,
વર્ધમાન જિનવર વલી પ્રણમું, શાશ્વત નામ એ ચારેજી;
ભરતાદિક ક્ષેત્રે મલી હોવે, ચાર નામ ચિત્ત ધારેજી,
તિણે ચારે એ શાશ્વત જિનવર, નમિયે નિત્ય સવારેજી. ૧
ઊર્ધ્વ અધો ત્રિચ્છા લોકે થઈ, કોડી પન્નરશેં જાણોજી,
ઉપર કોડિ બેંતાલીશ પ્રણમો, અડવન લખ મન આણોજી;
છત્રિશસહસ એંશી તે ઉપરે, બિંબ તણો પરિમાણોજી,
અસંખ્યાત વ્યંતર જ્યોતિષીમાં, પ્રણમું તે સુવિહાણોજી. ૨
રાયપસેણી જીવાભિગમે, ભગવતી સૂત્રે ભાખીજી,
જંબુદ્વીપ પન્નતિ ઠાણાંગે વિવરીને ઘણું દાખીજી;
વલિય અશાશ્વતી જ્ઞાતા કલ્પમાં, વ્યવહાર પ્રમુખે આખીજી,
તે જિનપ્રતિમા લોપે પાપી, જિહાં બહુ સૂત્ર છે સાખીજી. ૩

એ જિનપૂજાથી આરાધક, ઈશાન ઈંદ્રિ કહાયાજી,
તિમ સૂરિયાભ પ્રમુખ બહુ સુરવર, દેવી તણા સમુદાયાજી,
નંદીસર અઠ્ઠાઈ મહોત્સવ, કરે અતિ હર્ષ ભરાયાજી,
જિન ઉત્તમ કલ્યાણક દિવસે, પદ્મવિજય નમે પાયાજી. ૪

## છૂટક સ્તુતિઓ

સ્નાતસ્યાપ્રતિમસ્ય મેરુશિખરે, શચ્યા વિભોઃ શૈશવે,
રૂપાલોકનવિસ્મયાહૃતરસ,-ભ્રાંત્યા ભ્રમચ્ચક્ષુષા;
ઉન્મૃષ્ટં નયન પ્રભાધવલિતં, ક્ષીરોદકાશંકયા,
વક્ત્રં યસ્ય પુનઃ પુનઃ સ જયતિ, શ્રી વર્ધમાનો જિનઃ. ૧
વિશાલલોચનદલં, પ્રોદ્યદ્દંતાંશુકેસરં,
પ્રાતર્વીરજિનેંદ્રસ્ય, મુખપદ્મં પુનાતુ વઃ. ૨
ચંદ્રપ્રભપ્રભોશ્ચંદ્ર,-મરીચિનિચયોજ્વલા,
મૂર્તિર્મૂર્તસિતધ્યાન, નિર્મિતેવ શ્રિયેડસ્તુ વઃ. ૩
કરામલકવદ્વિશ્વં, કલયન્ કેવલશ્રિયા,
અચિંત્યમહાત્મ્યનિધિઃ, સુવિધિર્બોધયેડસ્તુ વઃ. ૪
કમઠે ધરણેંદ્રે ચ, સ્વોચિતં કર્મ કુર્વતી,
પ્રભુસ્તુલ્યમનોવૃત્તિઃ, પાર્શ્વનાથઃશ્રિયેડસ્તુ વઃ ૫
શ્રીમતે વીરનાથાય, સનાથાયાદ્ભુતશ્રિયા;
મહાનંદસરોરાજ, મરાલાયાર્હતે નમઃ ૬
વીરઃ સર્વસુરાસુરેંદ્રમહિતો, વીરં બુધાઃ સંશ્રિતાઃ,
વીરેણાભિહતસ્વકર્મનિચયો, વીરાય નિત્યં નમઃ;
વીરાત્તીર્થમિદં પ્રવૃત્તમતુલં વીરસ્ય ઘોરં તપો,
વીરે શ્રીધૃતિકીર્તિ કાંતિનિચયઃ, શ્રી વીર ભદ્રં દિશ. ૭

તુભ્યં નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ,
તુભ્યં નમઃક્ષિતિતલામલભૂષણાય;
તુભ્યં નમસ્ત્રિજગતઃપરમેશ્વરાય,
તુભ્યં નમો જિન ! ભવોદધિશોષણાય. ૮
મોક્ષમાર્ગસ્ય નેતારં, ભેત્તારં-કર્મભૂભૃતામ્,
જ્ઞાતારં વિશ્વતત્ત્વાનાં, વંદે તદ્દગુણ લબ્ધયે. ૯
દેવાગમનભોયાનચામરાદિવિભૂતયઃ,
માયાવિષ્વપિ દૃશ્યન્તે નાતસ્ત્વમસિ નો મહાન્. ૧૦
પ્રશમરસનિમગ્નં દૃષ્ટિયુગ્મં પ્રસન્નમ્,
વદનકમલમંકઃ કામિનીસંગશૂન્યઃ;
કરયુગમપિ યત્તે શસ્ત્રસંબંધવંધ્યં,
તદસિ જગતિ દેવો વીતરાગસ્ત્વમેવ. ૧૧
સરસશાંતિસુધારસસાગરં,
શુચિતરં ગુણરત્નમહાકરં;
ભવિકપંકજબોધિદિવાકરં,
પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં. ૧૨
સકલ કુશલવલ્લિઃ પુષ્કરાવર્તમેઘો,
દુરિતતિમિરભાનુઃ કલ્પવૃક્ષોપમાનઃ,
ભવજલનિધિપોતઃ સર્વસંપત્તિહેતુઃ,
સ ભવતુ સતતં વઃ શ્રેયસે પાર્શ્વનાથઃ. ૧૩

---

## સાયંકાળ વંદન.

મહાદેવ્યાઃકુક્ષિરત્નં શબ્દજિતરવાત્મજમ્;
રાજચંદ્રમહં વંદે તત્ત્વલોચનદાયકમ્. ૧
જય ગુરુદેવ ! સહજાત્મસ્વરૂપ પરમગુરુ શુદ્ધ ચૈતન્ય સ્વામિ.

ૐકારં બિન્દુ સંયુક્તં નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ
કામદં મોક્ષદં ચૈવ ૐકારાય નમો નમઃ ૨

મંગલમય મંગલકરણ વીતરાગ વિજ્ઞાન,
નમો તાહિ જાતે ભયે અરિહંતાદિ મહાન. ૩

વિશ્વભાવ વ્યાપિ તદપિ એક વિમલ ચિદ્રૂપ;
જ્ઞાનાનંદ મહેશ્વરા જયવંતા જિન ભૂપ. ૪

મહત્તત્ત્વ મહનીય મહઃ મહાધામ ગુણધામ,
ચિદાનંદ પરમાત્મા વંદો રમતારામ. ૫

તીન ભુવન ચૂડા રતન સમ શ્રી જિનકે પાય;
નમત પાઈએ આપ પદ સબ વિધિ બંધ નશાય ૬

દર્શનં દેવદેવસ્ય દર્શનં પાપનાશનમ્,
દર્શનં સ્વર્ગસોપાનં દર્શનં મોક્ષસાધનમ્ ૭

દર્શનાદ્ દુરિતધ્વંસિ વંદનાદ્ વાંછિતપ્રદં,
પૂજનાત્ પૂરકઃ શ્રીણાં જિનઃ સાક્ષાત્ સુરદ્રુમં. ૮

પ્રભુ દર્શન સુખ સંપદા પ્રભુ દર્શન નવનિધિ,
પ્રભુ દર્શનસેં પામિયે સકલ મનોરથ સિદ્ધિ ૯

બ્રહ્માનંદ પરમસુખદં કેવલં જ્ઞાનમૂર્તિમ્,
દ્વન્દ્વાતીતં ગગનસદૃશં તત્ત્વમસ્યાદિલક્ષ્યમ્;
એકં નિત્યં વિમલમચલં સર્વદા સાક્ષીભૂતમ્,
ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્ગુરું તં નમામિ. ૧૦

આનન્દમાનન્દકરં પ્રસન્નં જ્ઞાનસ્વરૂપં નિજબોધરૂપમ્;
યોગીન્દ્રમીડ્યં ભવરોગવૈદ્યં શ્રીમદ્ ગુરું નિત્યમહં નમામિ. ૧૧

શ્રીમદ્ પરબ્રહ્મગુરું વદામિ શ્રીમદ્ પરબ્રહ્મગુરું નમામિ,
શ્રીમદ્ પરબ્રહ્મગુરું ભજામિ શ્રીમદ્ પરબ્રહ્મગુરું સ્મરામિ. ૧૨

ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુર્ગુરુર્દેવો મહેશ્વરઃ,
ગુરુઃ સાક્ષાત્ પરબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૧૩

ધ્યાનમૂલં ગુરુમૂર્તિઃ પૂજામૂલં ગુરુપદમ્,
મંત્રમૂલં ગુરુવાક્યં મોક્ષમૂલં ગુરુકૃપા. ૧૪

અખંડમંડલાકારં વ્યાપ્તં યેન ચરાચરમ્,
તત્પદં દર્શિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૧૫

અજ્ઞાનતિમિરાન્ધાનાં જ્ઞાનાંજનશલાકયા,
ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ. ૧૬

ધ્યાનધૂપં મનઃપુષ્પં પંચેન્દ્રિય હુતાશનમ્,
ક્ષમાજાપ સંતોષપૂજા પૂજ્યો દેવો નિરંજનઃ. ૧૭

દેવેષુ દેવોઽસ્તુ નિરંજનો મે ગુરુર્ગુરુષ્વસ્તુ દમી શમી મે;
ધર્મેષુ ધર્મોઽસ્તુ દયા પરો મે ત્રિણ્યેવ તત્ત્વાનિ ભવે ભવે મે ૧૮

પરાત્પરગુરવે નમઃ પરંપરાચાર્ય ગુરવે નમઃ,
પરમગુરવે નમઃ સાક્ષાત્ પ્રત્યક્ષ સદ્ગુરવે નમોનમઃ. ૧૯

અહો ! અહો ! શ્રી સદ્ગુરુ, કરુણા સિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો અહો ! અહો ! ઉપકાર. ૨૦

શું પ્રભુ ચરણ કને ધરું આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપીઓ વર્તું ચરણાધીન. ૨૧

આ દેહાદિ આજથી વર્તો પ્રભુ આધીન;
દાસ દાસ હું દાસ છું, આપ પ્રભુનો દીન ૨૨

ષટ્ સ્થાનક સમજાવીને ભિન્ન બતાવ્યો આપ;
મ્યાન થકી તરવારવત્ એ ઉપકાર અમાપ. ૨૩

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત. ૨૪

નમસ્કાર.

જય જય ગુરુદેવ ! સહજાત્મસ્વરૂપ પરમગુરુ શુદ્ધ ચૈતન્ય સ્વામી અંતરજામી ભગવાન ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસિહિઆએ મત્થએણ વંદામિ

પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ; પરમ જ્ઞાન સુખધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ. ૨૫

નમસ્કાર.

જય જય ગુરુદેવ !........ મત્થએણ વંદામિ.

દેહ છતા જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમા, હો વંદન અગણિત. ૨૬

નમસ્કાર.

જય જય ગુરુદેવ !...............મત્થએણ વંદામિ નમોઽસ્તુ નમોઽસ્તુ નમોઽસ્તુ, શરણું, શરણું, શરણું, ત્રિકાલ શરણું, ભવો ભવ શરણું, સદ્ગુરુ શરણું, સદા સર્વદા ત્રિવિધ ત્રિવિધ ભાવવંદન હો, વિનયવંદન હો, સમયાત્મક વંદન હો, ॐ નમોસ્તુ જય ગુરુદેવ શાંતિઃ પરમ તારૂ, પરમ સજ્જન, પરમ હેતુ, પરમ દયાળ, પરમ મયાળ, પરમ કૃપાળ, વાણીસુરસાળ, અતિ સુકુમાળ; જીવદયા પ્રતિપાળ, કર્મશત્રુના કાળ, 'મા હણો મા હણો', શબ્દના કરનાર, આપકે ચરણ કમળમેં મેરા મસ્તક, આપકે ચરણ કમળ મેરે હૃદય કમળમેં અખંડપણે

સંસ્થાપિત રહેં સંસ્થાપિત રહેં; સત્પુરુષોં કા સત્સ્વરૂપ,
મેરે ચિત્ત સ્મૃતિકે પટપર ટંકોત્કીર્ણવત્ સદોદિત,
જયવંત રહેં, જયવંત રહેં.

આનંદમાનન્દકરં પ્રસન્નં જ્ઞાનસ્વરૂપં નિજબોધરૂપમ્;
યોગીન્દ્રમીડયં ભવરોગવૈદ્યં શ્રીમદ્ ગુરું નિત્યમહં નમામિ.

---

## શ્રી સદ્ગુરુ સ્તુતિ

સદ્ગુરુ પદમેં સમાત હૈ, અર્હંતાદિ પદ સર્વ;
તાતે સદ્ગુરુ ચરણકૂં, ઉપાસો તજી ગર્વ.

---

### છંદ.

સદ્ગુરુ ચરણં અશરણ શરણં, ભ્રમ આતપ હર રવિશશિકિરણં;
જયવંત યુગલપદ જય કરણં-**મમ સદ્ગુરુ ચરણ સદા શરણં**. ૧
પદ સકલકુશલવલ્લી સમ ધ્યાવો, પુષ્કર સંવર્તમેઘ ભાવો;
સુર ગો સમ પંચામૃત ઝરણં—**મમ૦** ૨
પદ કલ્પ-કુંભ કામિત દાતા, ચિત્રાવલી ચિંતામણિ ખ્યાતા;
પદ સંજીવિની હરે જર મરણં—**મમ૦** ૩
પદ મંગલ કમલા આવાસં, હરે દાસનાં આશપાશ ત્રાસં;
ચંદન ચરણં ચિત્તવૃત્તિ ઠરણં—**મમ૦** ૪
દુસ્તર ભવતરણ કાજ સાજં, પદ સફરી જહાજ અથવા પાજં;
મહી મહીધરવત્ અભરાભરણં—**મમ૦** ૫
સંસાર કાંતાર પાર કરવા, પદ સાર્થવાહ સમ ગુણ ગરવા;
આશ્રિત શરણાપન્ન ઉદ્ધરણં—**મમ૦** ૬

શ્રીમદ્ સદ્ગુરુપદ પુનિતં, મુમુક્ષુ જનમન અમિત વિત્તં;
ગંગાજલવત્ મનમલ હરણું—મમ૦ ૭
પદકમલ અમલ મમ દિલ કમલં સંસ્થાપિત રહો અખંડ અચલં;
રત્નત્રય હરે સર્વાવરણું—મમ૦ ૮

---

## આરતી.

જય જય આરતી સદ્ગુરુરાયા,
શ્રીમદ્ રાજચંદ્ર નમું પાયા. જય૦ જય૦ ૧
પહેલી આરતી મિથ્યા ટાળે,
સમ્યગ્ જ્ઞાન પ્રકાશ નિહાળે, જય૦ જય૦ ૨
બીજી આરતી બીજ ઉગાડે,
દ્વંદ્વાતીતપણાને પમાડે જય૦ જય૦ ૩
ત્રીજી આરતી ત્રિકરણ શુદ્ધિ,
થાએ સહેજે નિર્મળ બુદ્ધિ જય૦ જય૦ ૪
ચોથી આરતી અનંત ચતુષ્ટય,
પરિણામે આપે પદ અવ્યય. જય૦ જય૦ ૫
પંચમી આરતી પંચ સંવરથી,
શુદ્ધ સ્વભાવ સહજ લહે અરથી. જય૦ જય૦ ૬
શ્રીમદ્ સદ્ગુરુરાજ કૃપાએ,
સત્ય મુમુક્ષુપણું પ્રગટાવે જય૦ જય૦ ૭.

---

## મંગલ દીવો.

દીવો રે દીવો રે પ્રભુ મંગલિક દીવો,
શ્રીમદ્ સદ્ગુરુ શાશ્વત્ જીવો. દીવો૦ ૧

સમ્યગ્ દર્શન નયન અજવાળે,
કેવલ જ્ઞાન પ્રકાશ નિહાળે. દીવો૦ ૨

ભવભ્રમતિમિરનું મૂળ નસાવે,
મોહ પતંગની ભસ્મ બનાવે. દીવો૦ ૩

પાત્ર મુમુક્ષુ ન નીચે રાખે,
તપવે નહીં એ અચરિજ દાખે. દીવો૦ ૪

કલિમલ મલ ઉત્પત્તિ જાએ,
શ્રીમદ્ સદ્ગુરુ સહાય વરાયે. દીવો૦ ૫

શ્રોતા વક્તા ભક્ત સકલમેં,
શિવકર વૃદ્ધિ કરે મંગલમેં. દીવો૦ ૬

શ્રીમદ્ સેવક ભાવ પ્રભાવે,
સેવક સેવ્ય અભેદ સ્વભાવે. દીવો૦ ૭

---

## આરતી.

જયદેવ જયદેવ, જય પંચ પરમ પદસ્વામી, પ્રભુ પંચ પરમ પદસ્વામી,
મોહાદિક હણ્યાથી (૨), અનંત ગુણધામી. જયદેવ જયદેવ. ૧
લોકાલોક પ્રકાશક, સૂર્ય પ્રગટ જ્ઞાની, પ્રભુ૦
આરતી કરી જીવ પામે (૨) શિવપદ સુખખાણી. જયદેવ જયદેવ. ૨

પહેલી આરતી પ્રભુની, જિજ્ઞાસુ કરતા, પ્રભુ૦
નિજપદ લક્ષ લહીને (૨), મિથ્યામતિ હરતા. જયદેવ જયદેવ. ૩

બીજી આરતી પ્રભુની, સમકીતિ કરતા, પ્રભુ૦
પ્રભુ સમ નિજ ચિદ્રૂપને (૨), અંતર અનુભવતા. જયદેવ જયદેવ. ૪

ત્રીજી આરતી પ્રભુની, શાંત સુધા ઝરતા, પ્રભુ૦
રત્ન ત્રય ઉજવલથી (૨), ધર્મ ધ્યાન ધરતા. જયદેવ જયદેવ. ૫

ચોથી આરતી પ્રભુની, શ્રેણિક્ષપક ચડતા, પ્રભુ૦
શુક્લ ધ્યાન વર યોગે (૨), મોહ શત્રુ હણતા. જયદેવ જયદેવ. ૬

પંચમી આરતી પ્રભુની, કેવલ શ્રી વરતા, પ્રભુ૦
ધન્ય ધન્ય સહજાત્મા (૨), સિદ્ધિ સદન વસતા. જયદેવ જયદેવ. ૭

શુદ્ધ ચિદાત્મની આરતી, આત્માર્થી કરતા, પ્રભુ૦
શ્રી ગુરુરાજ કૃપાથી (૨), ભવજલધિ તરતા. જયદેવ જયદેવ. ૮

---

## મંગલ દીવો.

દીવો રે દીવો પ્રભુ મંગલિક દીવો;
જ્ઞાન દીવો તુજ ચિરંજીવો. દીવો૦ ૧

નિશ્ચયદીવે પ્રગટે દીવો;
પ્રગટાવો ભવિ દીલમાં દીવો. દીવો૦ ૨

પ્રગટ દીવો જ્ઞાની પરમાત્મા;
તેને અર્પણ હો નિજ આત્મા. દીવો૦ ૩